શ્રુતધર સ્થવિર મહર્ષિ પ્રણીત મૂળગ્રંથ તથા
અવચૂરી સહિત

૨ આ (૦૦)

# શ્રાદ્ધદિન કૃત્ય સૂત્ર

નુ

## ગુજરાતી ભાષાંતર

છપાવી પ્રસિદ્ધ કરનાર

## શ્રી જૈન ધર્મ પ્રસારક સભા

ભાવનગર

વીર સં ૨૪૫૬ — વિ સં ૧૯૮

ભાવનગર—ધી "શારદાવિજય" પ્રીન્ટીંગ પ્રેસમાં,
શા ગુલાબચંદ લલ્લુભાઈએ છાપ્યુ

કિંમત દશ આના.

# પ્રસ્તાવના

અનંતકાળથી સંસારચક્રમાં પરિભ્રમણ કરનારા ભવ્ય જીવોના ઉપકારને માટે પૂર્વાચાર્ય મહારાજાઓએ શ્રાવકધર્મને ઉપયોગી પંચાશક-ધર્મસંગ્રહ-શ્રાદ્ધવિધિ વિગેરે અનેક શાસ્ત્રો રચ્યા છે, પરંતુ એ ગ્રંથો વિસ્તૃત અર્થવાળા છે તેથી મંદ બુદ્ધિવાળા જીવોને સંક્ષેપમાં પોતાના નિત્ય કર્તવ્યનું જ્ઞાન થાય તેને માટે આ 'શ્રાદ્ધદિનકૃત્યસૂત્ર' વિશેષ ઉપયોગી છે આ ગ્રંથમાં ૨૯ દ્વારો પાડ્યા છે અને તે દરેક દ્વારોના પેટામાં જુદી જુદી અનેક હકીકતો સમાવી છે તેમજ પ્રસંગોપાત ઉત્તમ પુરૂષોની અનેક કથાઓ પણ આપવામાં આવી છે આ બધી બાબતોનો અહિં વિસ્તાર ન કરતા આ સાથે આપેલી વિષયાનુક્રમણિકા વાચવાની ભલામણ કરવામાં આવે છે અમે આશા રાખીએ છીએ કે કોઇપણ શ્રાવક કે શ્રાવિકા એ અનુક્રમણિકા વાચશે તો પોતાનું કર્તવ્ય સમજવાને માટે જરૂર તત્પર થઇ જશે અને આ ગ્રંથનું અમે કરેલું ભાષાંતર સાદ્યંત વાચ્યા વિના બુક પડી મૂકશે નહિ

આ ગ્રંથ શાસ્ત્રી ટાઈપમાં છપાયેલો જ્યારે અમારા હાથમા આવ્યો અને અત્રે બીરાજતા ગુરૂણી શ્રી લાભશ્રીજીની સાથે તે અક્ષરશઃ વાચવામા આવ્યો, તેના અર્થ વિચારવાનાં આવ્યા ત્યારે એમ ચોક્કસ લાગ્યું કે સંસારી કાર્યમાં ફસી પડેલા આપણા જૈનબંધુઓને તેમાથી ઉંચા લાવવા માટે આ ગ્રંથનું ભાષાંતર કરવામાં આવે તો તે જરૂર ઉપયોગી થઈ પડે. આ વિચારને ગુરૂણી શ્રી લાભશ્રીજી તથા અન્ય બધુઓ તરફથી અનુમોદન મળતા તે કાર્ય શરૂ કરવામાં આવ્યું અને તેનુ ભાષાતર કરતા જ્યાં જ્યાં કથાઓ વિગેરેમા વધારો કરવાનુ ખાસ જરૂરનુ લાગ્યુ ત્યા તેમ કરીને તૈયાર કરવામા આવ્યુ.

ત્યારબાદ શ્રી જૈનધર્મ પ્રસારક સભાના લાઇફ મેમ્બરોને ભેટ આપવા માટે કોઇ પણ નવીન બુક તૈયાર કરવાની વિચારણા ચાલતી હતી. તે વિચારણાને અંગે આ ભાષાતરજ તાકીદથી છપાવીને ભેટ આપવાનો સદરહુ સભાના કાર્યવાહકોએ નિર્ધાર કર્યો એટલા ઉપરથી અત્યારે તે ભાષાતર પ્રકાશપણાને પામ્યું છે.

આ ગ્રંથના કર્ત્તાએ પોતાનુ નામ આપ્યું નથી. તેમજ બીજા કોઈ આધારથી પણ તેમના નામનો કે પોતાનુ નામ નહિ બતાવનાર અવચૂરિકારના નામનો પણ નિર્ણય થઈ શકયો નથી. આ ગ્રંથ અવચૂરિ સાથે પન્યાસજી શ્રી હર્ષવિજયગણિના શિષ્ય મુનિશ્રી માનવિજયગણિએ શોધ્યો છે. અને શ્રી સત્યવિજયસ્મારક જૈનગ્રંથમાળાના કાર્યવાહકોએ અમદાવાદમાં

પ્રકાશિત કર્યો છે અમને એ છપાયેલ ગ્રંથ આ કાર્યમાં સંપૂર્ણ સહાયક થઈ પડેલ હોવાથી અમે એમના સંશોધકનો અને પ્રકાશકનો અંતઃકરણથી આભાર માનીએ છીએ

આ ગ્રંથની અંદર મુનિદાન, મુનિગુણ સ્તુતિ, શ્રાવકને ત્યાજ્ય પદાર્થો, જિનપૂજાની મહત્તા, દેવદ્રવ્યાદિકનો વિચાર, કુટુંબને એકઠ કરીને ધર્મોપદેશ આપવાની આવશ્યકતા, વિકથાઓનુ સ્વરૂપ વિગેરે કેટલાક વિષયોની વિસ્તાર સાથે પુષ્ટિ કરેલી છે કે જે ખાસ વાચવા યોગ્ય છે

આ ગ્રંથની અંદર જેના જેની કથાઓ આપેલી છે તે અનુક્રમણિકામા બતાવવામા આવેલ છે છતા તેની ખાસ જુદી નોધ પણ આ સાથે આપવામા આવી છે

આ ગ્રંથમા બતાવેલા ૨૯ દ્વાર ત્રીજા પૃષ્ટ ઉપરજ બતાવેલા હોવાથી તે ફરીને બતાવવામા આવતા નથી, પરંતુ તે દ્વારના નામ પ્રારંભમા વાચી જવાની ખાસ ભલામણ કરવામા આવે છે કે જેથી આ ગ્રંથની મહત્તાનો વાચકોને તરતજ ખ્યાલ આવી શકે

આ ગ્રંથનુ ભાષાતર અને પ્રુફ વિગેરે તપાસી આપવામા અમેના શાસ્ત્રી જેઠાલાલ હરિભાઈ કે જેઓ ઘણા વર્ષોથી સાધુ-સાધ્વીઓને અભ્યાસ કરાવવાનુ કામ કરી રહેલ છે તેમણે પ્રશંસનીય સહાય કરી છે તેથી તેમનો પણ આભાર માનવામા આવે છે

ગુરૂણીજી લાભશ્રીજી કે જેઓ શારિરીક કારણથી અત્રે રહેલા છે, તેઓ આવા સત્શાસ્રોને પ્રકાશિત થયેલા જોવાને નિરંતર ઉત્સુક રહે છે, તેમની આ કાર્યમા પણ ખાસ પ્રેરણા હોવાથી તેમનો આભાર માનવાનું ભૂલી જવું તે યોગ્ય લાગતુ નથી.

આ ભાષાતર વાંચવાની ઉત્સુક્તાવાળા બંધુઓને મોટી પ્રસ્તાવના લખી પ્રારંભમાંજ રોકી રાખવા તે યોગ્ય ન લાગવાથી આ પ્રસ્તાવના ટુંકમાં લખીને સમાપ્ત કરવામાં આવે છે.

આશા છે કે આ ગ્રંથ વાંચવાનો અને તેને યથાશક્તિ પોતાના વર્તનમાં ઉતારવાનો જૈનબંધુઓ જરૂર પ્રયાસ કરશે. એટલું ઇચ્છી પરમાત્માને ત્રિકરણ શુદ્ધે પ્રણામ કરી વીરમવામા આવે છે.

પરમાત્મા અમારી અને વાચકોની શુભાશાઓ પરિપૂર્ણ કરો. તથાસ્તુ

કુંવરજી આણંદજી.

વીર સં. ૨૪૫૬ વિજયાદશમી. } શ્રી જૈન ધર્મ પ્રસારક સભાના પ્રમુખ

# કથાઓનું લીસ્ટ

# અનુક્રમણિકા.

| | વિષય. | પૃષ્ઠ. | ગાથા. |
|---|---|---|---|
| ૧ | મંગળાચરણ સાથે ગ્રંથકારની પ્રતિજ્ઞા | ૧ | ૧ |
| ૨ | શ્રાવકના દિનકૃત્યના મુખ્ય ૨૯ દ્વાર-પ્રકાર | ૩ | ૨-૭ |

| વિષય | પૃષ્ઠ | ગાથા |
|---|---|---|

| વિષય. | પૃષ્ઠ. ગાથા. |
|---|---|

શ્રી

શ્રુતધર સ્થવિર મહર્ષિ પ્રણીત—

# શ્રી શ્રાદ્ધદિન કૃત્યસૂત્ર

નું

## ગુજરાતી ભાષાંતર

॥ ॐ नम श्रुतज्ञानाय ॥

वीरं नमिउण तिलोयभाणं,
विसुद्धनाणं सुमहानिहाणं,
वुच्छामि सड्ढाण जिणस्स किच्चं,
जिणिन्दचंदाण य आगमाउ ॥ १ ॥

અર્થ—ત્રણ લોકના ભાણુ (સૂર્યસમાન પ્રકાશક) અને વિશુદ્ધ જ્ઞાનને ધારણ કરવાવાળા તેમજ ગઈ એવા મહાનિધાન તુલ્ય શ્રી વીર પરમાત્માને નમસ્કાર કરીને શ્રી જિનેન્દ્રચંદ્રના આગમોમાંથી ઉદ્ધરીને (કર્તા કહે છે કે-) હું શ્રાવકનું દિવસ સંબંધી કૃત્ય કહીશ ૧

વિશેષાર્થ—નમસ્કારના ચાર પ્રકાર છે ૧ દ્રવ્યથી ખરો પણ ભાવથી નહીં તે કૃષ્ણપુત્ર પાલકની જેમ - ભાવથી ખરો

પણ દ્રવ્યથી નહીં તે અનુત્તર વિમાનના દેવની જેમ. ૩ દ્રવ્યથી ખરો ને ભાવથી પણ ખરો તે સમ્યગ્દષ્ટિ, સારી રીતે ઉપયોગવાળા, વચનના સંવરવાળા અને સારી રીતે નમાવેલું છે. શરીર જેણે એવાનો જે નમસ્કાર તે. અને ૪ દ્રવ્યથી પણ નહીં ને ભાવથી પણ નહીં તે કપિલાદિ નમસ્કાર નહીં કરનારનો–આ ચાર પ્રકાર પૈકી ત્રીજા પ્રકારનો નમસ્કાર વિઘ્નસમૂહની શાંતિ માટે અને એકાંતિક તેમજ અવ્યભિચારી એવા ભાવમંગળરૂપ કરીને. કોને ? ત્રણ લોકમાં રહેલા ધર્માસ્તિકાયાદિ દ્રવ્યસમૂહને સમકાળે સંશયોચ્છેદકપણે ઉદ્યોગ કરનાર હોવાથી ભાનુ એટલે સૂર્યસમાન અર્થાત્ **ત્રિભુવનં ભાસ્કર** અને સમસ્ત જ્ઞાનાવરણના ક્ષયથી ઉત્પન્ન થયેલા, અજ્ઞાનરૂપ સર્વ તિમિર વિરહિત કેવળ**જ્ઞાનને** ધારણ કરનારા વળી ભવ્ય પ્રાણીઓને દુર્ગ એવા દૌર્ગત્ય અને દુઃખ દારિદ્રયના ઉચ્છેદક હોવાથી તેમજ સુગતિસુખના સંપાદક હોવાથી સર્વાતિશાયી એવા **અક્ષય મહાનિધાનરૂપ** શ્રી વીર પરમાત્માને નમસ્કાર કરીને હું શ્રાવકનું દિનકૃત્ય કહીશ.

આ ગાથામાં વીર શબ્દવડે અપાયાપગમાતિશય, ત્રિભુવનભાનુ વિશેષણવડે વચનાતિશય, વિશુદ્ધજ્ઞાનવાન્ એ વિશેષણવડે જ્ઞાનાતિશય અને સુમહાનિધાન શબ્દવડે પૂજાતિશય કર્ત્તાએ સૂચવેલ છે. એવા ગુણવિશિષ્ટ વીર પરમાત્માને નમસ્કાર કરીને શ્રાવકનું દિનકૃત્ય કહેવાનો પ્રારંભ કરતાં પ્રથમ શ્રાવક કોને કહીએ ? તે કહે છેઃ—

'જિનેદ્રના શાસનમાં જેને શ્રદ્ધા હોય, સુપાત્રને વિષે નિરંતર જે દાનનું વપન કરતો હોય–વાપરતો હોય અને સુસાધુના

સેવનવડે જે પુણ્યસંચયને કરતો હોય તેને ઉત્તમ જનો શ્રાવક કહે છે ' આ શ્રાવકની વ્યાખ્યા ઋદ્ધિમાન્ શ્રાવક માટે છે, બીજા શ્રાવકો સાધારણ સ્થિતિના હોય છે અહીં તો બન્ને પ્રકારના શ્રાવકો માટે અધિકાર છે આ ગાથામા મગળ ને અભિધેય બને કહેલ છે

આ શ્રાવકનુ દિનકૃત્ય જિનશબ્દે શ્રુત અવધિ મનપર્યવજ્ઞાનવાળા તેમજ કેવળજ્ઞાનવાળા—સામાન્ય કેવળી, તેમા પરમ ઐશ્વર્યવાળા હોવાથી ઇંદ્રિસમાન તીર્થંકર કે જે ચદ્રસમાન આલ્હાદક હોવાથી જિનેદ્રચદ્ર કહેવાય છે તેમના કહેલા આવશ્યક, ઉપાસકદશાગાદિ આગમોમાથી ઉદ્ધરીને તેમજ બહુશ્રુત અને પડિત પુરૂષે આચરેલા આચરણના સપ્રદાયથી હુ શ્રાવકનુ દિનકૃત્ય કહીશ આમા ઉપાય તે શાસ્ત્ર અને ઉપેય તેના અર્થનુ પરિજ્ઞાન અને પ્રયોજન તો પ્રેક્ષાવાનોની આ શાસ્ત્રમા પ્રવૃત્તિ થાય તે સામર્થ્યથી સમજી લેવુ

હવે શ્રાવકના દિનકૃત્યના મુખ્ય ૨૯ પ્રકાર છે તે છ ગાથા વડે કહે છે

## વિશેષાર્થ

૧ નવકાર મત્રને સભારતા સતા શ્રાવકે નિદ્રા દૂર કરવી
૨ નમસ્કાર મહામત્રનુ વારવાર પરાવર્તન કર્યા પછી હુ કોણ છુ ? શ્રાવક છુ ઇત્યાદિ સભારવુ
૩ શ્રાવકના વ્રતો પૈકી અણુવ્રતાદિ મારે કેટલા છે? તે સભારવુ
૪ ચાર વર્ગમા અગ્રણી મોક્ષ તેના અવધ્ય કારણરૂપ સમ્યગ્ જ્ઞાન દર્શન ને ચારિત્રરૂપ રત્નત્રયનો યોગ એટલે સર્વ અતિ

ગનું વિશોધક હોવાથી ષડ્વિધ આવશ્યક ( પ્રતિક્રમણ ) તે તેનું કારણ હોવાથી તેનું કરવુ.( રાઈ પડિકમણુ કરવું. )

૫ દ્રવ્યપૂજા ભાવપૂજારૂપ ચૈત્યવંદન ગૃહચૈત્યમાં કરવું.

૬ વિધિપૂર્વક નમુક્કારસહી વિગેરે પ્રત્યાખ્યાન કરવું.

૭ વિધિપૂર્વક મુખ્ય જિનભુવને દર્શન પૂજન માટે જવું.

૮ પુષ્પમાળાદિવડે જિનબિંબોનુ પૂજન કરવું.

૯ પ્રસિદ્ધ એવી ચૈત્યવંદનની વિધિવડે ચૈત્યવંદન કરવું

૧૦ પ્રથમ ધારેલ પ્રત્યાખ્યાન ગુરૂમહારાજની સાક્ષીએ ગ્રહણ કરવું.

૧૧ ગુરૂમહારાજની સમીપે આગમાદિનું સાંભળવુ.

૧૨ સાધુસમુદાયને શરીરની સુખશાતાનું પૂછવુ.

૧૩ કોઈ ગ્લાન, બાળ કે વૃદ્ધ મુનિ હોય તો તેને યોગ્ય ઔષધ વિગેરે લાવી આપવુ. ( એમ કરવાથી જ પ્રથમ કરેલી પૃચ્છાની સાર્થકતા છે. )

૧૪ લોક ને લોકોત્તરથી અવિરૂદ્ધ વ્યવસાય ( વ્યાપાર ) કરવો.

૧૫ મધ્યાન્હ સમયે જિનપૂજા, મુનિદાન, સાધર્મિકનુ વાત્સલ્ય-ઉચિત દાન અને પરિજનની સંભાળ લઈને તેમજ કરેલ પચ્ચ-ક્ખાણ સંભારીને ઉચિત ભોજન કરવુ.

૧૬ ભોજન કરી રહ્યા પછી યથાસંભવ–બની શકે તે રીતે ગંઠસહીનું અથવા દિવસચરિમનું પ્રત્યાખ્યાન કરવુ.

૧૭ ચૈત્યગૃહસમીપે અથવા જ્યાં ઉપાશ્રયાદિમાં મુનિરાજ રહેલા હોય ત્યાં જઈને તેમની પાસે ધર્મોપદેશ સાંભળવો

૧૮ ત્રિકાળ જિનાર્ચનની અપેક્ષાએ સંધ્યાએ જિનાર્ચન કરવું.

૧૯ ગુરૂમહારાજ પાસે જઇ તેમને વંદના કરવા પૂર્વક પ્રતિ ક્રમણ કરવુ

૨૦ સ્વાધ્યાય, નયમ ને વૈયાવૃત્યાદિવડે શ્રાંત થયેલા મુનિઓનુ તેમજ તેવા શ્રાવકાદિનુ પણ તેમનો ખેદ દૂર કરવા માટે વિશ્રામણ કરવુ ( પગચપી વિગેરે કરવુ )

૨૧ પછી ઘરે જઈને સ્વભૂમિકા યોગ્ય વ્યાપાર કરવો તેમા પ્રથમ નમસ્કારચિંતનાદિ સ્વઅભ્યસિતને સભારી જવુ

૨૨ પોતાના પરિવારને એકત્ર કરીને ધર્મોપદેશ આપવો

૨૩ વિધિપૂર્વક શયન કરવુ

૨૪ તે વખતે પોતાના ધર્માચાર્ય વિગેરેને સભારવા ચાર શરણ કરવા

૨૫ અબ્રહ્મસેવનની પ્રાયે વિરતિ કરવી અને તે મોહની જુગુપ્સાથી થાય માટે મોહનીય કર્મની તેના દોષ જોવા પૂર્વક જુગુપ્સા કરવી

૨૬ સ્વરૂપનુ ચિંતવન કરવુ, સ્ત્રીના અંગની અપવિત્રતા વિચારવી અને તેમા આસક્ત થયેલાઓને આ ભવ ને પરભવ સબધી જે અપાય-કષ્ટ પ્રાપ્ત થાય છે તે વિચારી જવા.

૨૭ સ્ત્રીસંગથી જેઓ નિવૃત્ત થયેલા હોય તેમના પ્રત્યે બહુ માન ભક્તિથી નિભર એવી પ્રીતિ ધારણ કરવી.

૨૮ પાછલી રાત્રે જાગૃત થતા ધર્મરૂપ કાયાને બાધાકારક વિષયા ભિલાષાદિ દોષો તેમજ તેના વિપક્ષભૂત ભવવૈરાગ્યાદિ શુભ બાબતો તેનુ ચિંતવન કરવુ

૨૯ તેવી જાગૃત અવસ્થામાં પોતાના ધર્માચાર્ય કે જે ઉદ્યતવિહારી અને વિશુદ્ધ ચારિત્રી હોય તેમની પાસે હું દીક્ષા ક્યારે ગ્રહણ કરીશ? તેનો વિચાર કરવો.

ઉપર કહ્યા પ્રમાણેના દિનકૃત્ય ઋદ્ધિમાન અને સાધારણ બંને પ્રકારના શ્રાવકો માટે સંક્ષેપથી સમજવા, મુનિઓને દશવિધચક્રવાલ સામાચારીની જેમ શ્રાવકોને પ્રતિદિન આ કૃત્ય કરવાના છે. ગાથા. ૨ થી ૭,

ઉપર સામાન્ય પ્રકારે ૨૯ કૃત્યો બતાવ્યા છે તે દરેક કૃત્ય વિસ્તારથી હવે પછી બતાવે છેઃ—

ઉદ્દેશ પ્રમાણે નિર્દેશ કરવો જોઇએ એ ન્યાયથી પ્રથમ નવકારમંત્ર સંભારતાં જાગવા રૂપ પ્રથમ પ્રકાર કહે છેઃ—

રાત્રી વિરામ પામ્યે સતે એટલે છેલા બે મુહૂર્ત્ત જેટલી બાકી રહ્યે સતે અક્ષુદ્રત્વાદિ તેમજ ભાષાકુશળત્વાદિ અનેક ગુણવાન એવા શ્રાવકે ભવનપત્યાદિ ચાર પ્રકારના દેવોના સ્વામી જે ઇંદ્રો તેમના પણ પૂજ્ય હોવાથી દેવાધિદેવ એવા જિનોત્તમ-જિન જે સામાન્ય કેવળી તેમાં ઉત્તમ-ચોત્રીશ અતિશયાદિ વડે પ્રધાન એવા પરમાત્માને આગળ કહેશું તે વિધિવડે બહુમાનપૂર્વક નમસ્કાર કરવો. ૮. તે વિધિ કહે છે.—

શય્યાને તજી દઇ ભૂમિ ઉપર બેસીને અથવા ઉભા રહીને ભાવબંધુ એટલે સર્વત્ર સહાયકારી હોવાથી પરમાર્થબંધુ અને અપ્રાપ્ત એવા મહાવ્રતાદિને પ્રાપ્ત કરાવનારા હોવાથી અને પ્રાપ્ત એવા અણુવ્રતાદિના પ્રતિપાલનમાં સહાયક હોવાથી યોગક્ષેમકારી એવા જગન્નાથ-જગતના સ્વામીને નમસ્કાર કરે. નમસ્કાર મહામંત્રનું વારંવાર પરાવર્તન કરે. ૯.

એ મત્ર કેવો છે ? ગારુડમત્રાદિ સર્વ મત્રોમા પરમ પ્રધાન મત્ર છે કેમકે એ દ્રવ્ય ને ભાવ બને પ્રકારના વિષને હરનાર છે વળી સકળ નિષ્કળાદિ સર્વ ધ્યેયોમા પરમ ધ્યેયરૂપ છે વળી સર્વાર્થસાધક હોવાથી તત્ત્વોમા-પરમાર્થોમા પ મ પવિત્ર એવા તત્ત્વરૂપ છે તેમજ ચારગતિરૂપ સસારમા રહેલા ભવ્ય જીવોના, કેવા જીવોના ? દુ ખથી હણાયેલા અથવા રાગદ્વેષથી દ્વિધા હણાયેલા એવા જીવોના પરમ શરણભૂત છે ૧૦ વળી

ભવસાગરમા બુડતા એવા જીવોને આ નમસ્કારરૂપ મહા પોત શિવાય અન્ય બીજુ તથાવિધ ત્રાણભૂત-શરણભૂત નથી ૧૧

વળી એજ અર્થને વિસ્તારથી કહે છે —

અનેક જન્મોમા સચિત કરેલા એવા શરીર ને મનસબધી રોગશોકાદિ દુ ખોનો અર્થાત્ તેના હેતુભૂત એવા ભવ્ય જીવોના કર્મોનો, જો નમસ્કાર મત્ર પ્રાપ્ત થયો ન હોત તો નાશ કેમ થાત્ ? અર્થાત્ તે શિવાય અન્ય તેનો નાશ કરનાર કોઇ તત્રાદિક વર્તતા નથી ૧૨

આ નમસ્કાર મહામત્રનો વિશેષ આદર શ્રી આવશ્યક ભાષ્યાદિકમા કહેલો છે તે તેનીજ બે ગાથાવડે કહે છે —

જેમ ઘરમા અગ્નિ લાગે છતે કણ કપાસાદિ તજી દઇને મનુષ્ય મહામૂલ્યવાન રત્ન જ લઈ લે છે, વળી શત્રુનો ભય પ્રાપ્ત થયે જેમ એક અમોઘ શસ્ત્ર-શક્તિ વિગેરે ગ્રહણ કરવામા આવે છે, તેમ મરણ સમયે શ્રુતકેવળી પણ સર્વ દ્વાદશાગીને તજી દઇને તેના સારભૂત એક અરિહતને નમસ્કાર કરવારૂપ

नमो अरिहंताणं પદનું જ વારવાર સ્મરણ કર્યા કરે છે. તેથીજ તેને દ્વાદશાંગના રહસ્યભૂત કહેલ છે. ૧૩-૧૪.

તે જ કારણ માટે તે મહામંત્રના પ્રકાશકર્ત્તાને નમસ્કાર કરવામાં આવે છે:—

જેમણે આ મહામંત્રને પ્રકાશિત કરેલ છે-પ્રગટ કરેલ છે. એવા તીર્થંકર તેમજ ગણધરાદિકને પ્રભાતમાં સંભારવા-તેમનું સ્મરણ કરવું અને પોતાના આત્માને કૃતાર્થ માનતા એવા ભવ્ય જીવોએ તેમને શુભ ચિત્તવડે નમસ્કાર કરવો. ૧૫.

હવે આ હકીકતનો ઉપસંહાર કરતા સતા ઉપદેશ આપે છે:-

નમસ્કાર મહામંત્રથી બીજો કોઈપણ સારભૂત મંત્ર ત્રણ લોકમાં નથી, તેથી નિરંતર પરમ ભક્તિવડે તેનો પાઠ કરવો. ૧૬.

એ મંત્રને વિધિપૂર્વક ભણવા માટે દૃષ્ટાંત સાથે ઉપદેશ આપે છે.—

સર્પાદિકના મંત્રો પણ અવિધિપૂર્વક ભણ્યા સતા વિષનો નાશ કરતા નથી, તેથી વિધિપૂર્વક વિનય બહુમાન સાથે આ મહામંત્રનું પઠન, અધ્યયન ને સ્મરણ કરવું.

તે મંત્ર આ પ્રમાણે:—

**नमो अरिहंताणं । नमो सिद्धाणं । नमो आयरियाणं । नमो उवज्झायाणं । नमो लोए सव्वसाहूणं । एसो पंचनमुक्कारो । सव्वपावप्पणासणो । मंगलाणं च सव्वेसिं । पढमं हवइ मंगलं ॥** આ પ્રમાણે સર્વસંમત મંત્ર જાણવો.

હવે આ મંત્રનો પાઠ કરવાથી આ ભવમાં ને પરભવમાં જેને ફળની પ્રાપ્તિ થયેલી છે તેના દૃષ્ટાંતો કહે છે —

પાઠક જનને આશ્રયીને આ લોકમાં ત્રિદંડી નામના શ્રાવકનું, દેવસાન્નિધ્યવાળી શ્રાવકસુતાનું અને બીજોરાના વનથી ઓળખાતા શ્રાવકનું—એમ ત્રણ દૃષ્ટાંતો જાણવા અને પરલોક આશ્રી ચંડપિંગળનું અને હુંડિકયક્ષનું—એમ બે દૃષ્ટાંતો જાણવા આ ગાથાના સમુદાયાર્થ તરીકે સર્વ ઉદાહરણો પુલિંદમિથુન—( ભીલ ભીલડી )ના દૃષ્ટાંતથી જાણવા ૧૮

અહીં પ્રથમ દ્વાર પૂર્ણ થયું

---

હવે બીજું દ્વાર—'હું કોણ છું?' ઇત્યાદિ વિચારણા કરવારૂપ કહે છે —

સુપ્તાવસ્થામાં ભૂલી જવાતું હોવાથી જાગૃત થાય એટલે શ્રાવક દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવાદિનો પ્રથમ વિચાર કરે તે આ પ્રમાણે—દ્રવ્યથી હું યતિ છું કે ગૃહી છું? ક્ષેત્રથી હું આર્ય ક્ષેત્રમાં ઉત્પન્ન થયો છું અને અમુક દેશમાં અમુક નગરમાં અમુક સ્થળે અત્યારે છું કાળથી રાત્રી માત્ર ૪ ઘડી રહી છે, સવાર થવા આવી છે ભાવથી હું કયા ઉગ્રાદિ કુળમાં ઉત્પન્ન થયો છું? અથવા ભાવથી એમ વિચારે કે હું સમ્યગ્દૃષ્ટિ ને વ્રત નિયમધારી છું કે હું માત્ર સમકિતવાળો છું વ્રત નિયમ કાંઇ લીધા નથી અહીં વ્રત તે મૂળગુણ ને નિયમ તે ઉત્તરગુણ સમજવા

હવે સમકિતની શ્રેષ્ઠતા માટે કહે છે —

" दर्शन એટલે સમકિતથી ભ્રષ્ટ (રહિત) તેજ ખરેખરો ભ્રષ્ટ છે સમકિતથી ભ્રષ્ટ થયેલનું નિર્વાણ થતું નથી અર્થાત તે મોક્ષે જઈ શકતો નથી. ચારિત્ર (દ્રવ્ય ચારિત્ર) થી રહિત સિદ્ધિ પામે છે પણ દર્શન રહિત સિદ્ધિપદને પામતા નથી."

આ પ્રમાણે હોવાથી સમકિતની પ્રતિપાલના સારી રીતે કરવી. એ રીતે વિચાર્યા પછી સમકિત ગુણસ્થાનથી અભિન્ન (સહિત) એવા દેશવિરતિ નામના પાંચમા ગુણસ્થાનને પામ્યો છું કે કેમ ? તેનો વિચાર કરે. ૧૯.

**બીજું દ્વાર પૂર્ણ થયું.**

---

**હવે ત્રીજું દ્વાર**—શ્રાવકના વ્રતના ભંગ(ભાંગા)રૂપ કહે છે શ્રાવકના વ્રત સંબંધી ભંગો ઘણા થાય છે. તે આ પ્રમાણેઃ—

બાર વ્રતો પૈકી પહેલું, બીજું, ત્રીજુ યાવત બારમુ એમ એક વ્રત ગ્રહણ કરવારૂપ બાર ભગ, ત્યારપછી પહેલું પ્રાણાતિપાત વિરમણ ને બીજું મૃષાવાદ વિરમણ એમ બે અથવા પહેલું ને ત્રીજુ, પહેલું ને ચોથું, યાવત પહેલું ને બારમું, તેમજ બીજું ને ત્રીજું, બીજું ને ચોથું-એમ દ્વિકસંયોગી ભાંગા ૬૬ થાય. ત્યારપછી પહેલું, બીજું ને ત્રીજું. પહેલું, ત્રીજું ને ચોથું-એમ ત્રિકસંયોગી ભાગા ૨૨૦ થાય. આ પ્રમાણે ચતુઃસંયોગી, પંચ-સંયોગી, યાવત્ દ્વાદશસયોગી ભાંગા કરવા. તેમાં પ્રથમ પાંચ અણુવ્રતને મૂળગુણ સમજવા અને છઠ્ઠાથી બારમા સુધીના સાત ઉત્તરગુણ સમજવા. હવે મન, વચન ને કાયાથી કરવું, કરાવવુ ને અનુમોદવું-તેના ભંગો કરવા. મુખ્યવૃત્તિએ શ્રાવક

છ ભંગીવડે વ્રત ગ્રહણ કરે તે પાચ અણુવ્રત પૈકી પહેલા અણુવ્રત આશ્રી બતાવે છે —

હુ સ્થૂલ પ્રાણાતિપાત નહીં કરૂ ને નહીં કરાવુ મન, વચન કાયાથી એ પહેલો ભંગ પછી નહીં કરૂ ને નહીં કરાવુ મન વચનથી મન ને કાયાથી, વચન ને કાયાથી-આ પ્રમાણે બે યોગથી ભંગ કરવા

અહીં કોઈ પ્રશ્ન કરે કે-મન વિના વચન ને કાયાથી શી રીતે થાય ? તેને ઉત્તર આપે છે કે-અનાભોગવડે, વિશેષ ઉપયોગના અભાવથી અથવા મનના ગૌણપણાથી અમ ઝીની જેવો વચન ને કાયાનો વ્યાપાર સમજવો ( ઉપર જે દ્વિવિધ ને ત્રિવિધ તથા દ્વિવિધ ને દ્વિવિધ એમ બે ભંગ કહ્યા એ પ્રમાણે ત્રણ યોગ ને ત્રણ કરણથી અનેક ભેદ થાય છે તે શ્રાવક વ્રત ભંગ પ્રકરણાદિથી જાણવા ) શ્રાવક આમાથી હુ કયા ભંગે વતુ છુ ? તેનો વિચાર કરે

હવે કાળ આશ્રી વિચારે કે-મે આ વ્રતો પક્ષ માસ કે અમુક વર્ષો માટે લીધેલ છે કે જાવજ્જીવ માટે ગ્રહણ કરેલ છે ? ૨૦

ત્રીજુ દ્વાર પૂર્ણ થયુ

---

હવે ચોથુ યોગ નામનુ દ્વાર છે યોગના અનેક પ્રકાર છે તે લાઘવને માટે દૈવસિકાદિ પ્રતિક્રમણાવસરે કહેશુ અહીં તો તપજ વિશિષ્ટ કર્મનિર્જરાનો હેતુ હોવાથી તે સબંધી કહે છે -

' સર્વ કર્મપ્રકૃતિઓને પરિણામના વશથી ઉપક્રમ લાગે છે, માત્ર નિકાચિત કર્મને ઉપક્રમ લાગતો નથી, પરંતુ તપવડે તો

નિકાચિત કર્મોને પણ ઉપક્રમ લાગે છે. આ કારણ માટે રાત્રી સબંધી પ્રતિક્રમણમાં છ માસિક તપથી શરૂ કરીને નવકારશી પર્યંત તપની વિચારણા કરવા માટે કાયોત્સર્ગ કરવામાં આવે છે.

તપ સંબંધી વિચારણા આ પ્રમાણે કરે કેઃ—

આજે બે અષ્ટમી, બે ચતુર્દશી, પૂર્ણિમા ને અમાવાસ્યા-એક માસમાં આવતી એ છ પર્વ તિથિઓમાંથી કોઇ તિથિ છે ? અથવા વર્તમાન ચોવીશીના ૨૪ પ્રભુના ચ્યવન જન્માદિ (૧૨૦) કલ્યાણકો પૈકી કોઈ કલ્યાણકની તિથિ છે ?

આ પ્રમાણે વિચારીને અષ્ટમી વિગેરે તિથિએ સુશ્રાવક ઉપવાસાદિ પ્રત્યાખ્યાન કરે કે જેને જોઇને અન્ય પણ તેવી આચરણા કરે. ૨૨.

એ રીતે ચોથું દ્વાર પૂર્ણ થયું.

---

હવે આવશ્યક ( પ્રતિક્રમણ ) કર્યા પછી શ્રાવક આગળ કહેશું તે રીતે ગૃહચૈત્યમાં પૂજા વંદનાદિ કરે. તેથી પાચમુ ચૈત્યવંદન દ્વાર કહે છે.—

ત્રસાદિ જીવ રહિત તેમજ વિષમ ને સુષિરાદિ રહિત ભૂમિભાગપર રહીને પ્રાસુક જળવડે અથવા તેવું ન હોય તો ગળેલા એવા સચિત્ત જળવડે શ્રાવક સ્નાન કરે. તેમા પરિ-મિત જળ વાપરે. તે વખતે બીજા સંપાતિમ-ઉડીને પડતા જીવોની પણ રક્ષા કરે. ત્યારપછી શ્વેત, નિર્મળ અને સાંધ્યા

વિનાના આગ વસ્ત્ર ધારણ કરે, અષ્ટપુટ મુખકોશ બાંધી મુખ ને નાસિકાના શ્વાસને રોકે પછી લોમહસ્ત (મોરપીછ) વડે ગૃહચૈત્યમા રહેલા જિનબિંબને પ્રમાર્જે ૨૩-૨૪

અહીં જિનપૂજા કરતા જો કે પટકાયનુ ઉપમર્દન ક વારૂપ ક કિ જીવવિરાધના લાગે છે, પરંતુ કુવાના ઉદાહરણવડે શ્રાવકે દ્ર યસ્તવ કરવુ ઉચિત છે ' જેમ કુવો ખોદતાં શરીર મલીન થાય, પ્રસ્વેદ અને શ્રમ થાય તૃષા લાગે, પરંતુ તેમાથી જળ નીકળતા તે જળનો ઉપયોગ કરવાથી મલીનપણુ દૂર થાય છે, ખેદ ને શ્રમ પણ સ્નાનાદિવડે દૂર થાય છે અને જળપાન કરવાથી તૃષા છીપે છે, તે રીતે દ્રવ્ય તવ કરતા લાગેલી જીવ વિરાધના તે દ્રવ્યસ્તવ ભાવપૂર્વક કરવાથી તેમજ ભાવસ્તવથી દૂર થાય છે અને પરમ લાભની પ્રાપ્તિ થાય છે

### હવે પૂજા કરવાનો વિધિ કહે છે

સુગધી જળવડે પ્રભુને સ્નાન કરાવી, સુકોમળ વસ્ત્રવડે જિનબિબને નિર્જળ કરી, નવોઢાયણાધવ એવા જિનેશ્વરની ગોશીર્ષચદનાદિ ઉત્તમ વસ્તુવડે નવાગ પૂજા તેમજ વિલેપનાદિ કરે પછી સુગધી તાજા ફુલ ચડાવે કૃષ્ણાગુરૂ વિગેરે સુગધી પદાર્થોથી ધૂપ કરે પછી અખડ તદુળાદિવડે સ્વસ્તિકાદિ કરી તેની ઉપર ઉત્તમ જાતિના ફળ મૂકે તેમજ ઉત્તમ નૈવેદ્યો ધરે અને એક જળપાત્ર પણ ભરીને મૂકે ૨૫-૨૬

ઉપર પ્રમાણે શુભ દ્રવ્યોથી શુભ ભાવપૂર્વક જિનપૂજા કરવાનુ ફળ જિનશાસનમા દેવેદ્ર, ચક્રવર્તી અને તીર્થંકર પણાની પ્રાપ્તિરૂપ કહેલુ છે જૈનઆગમમા અનેક સ્થાને તે ફળ કહેલ છે ૨૭

હવે જિનપૂજા કરવાથી દેવત્વાદિની પ્રાપ્તિ કોને કોને થઈ? તેના દૃષ્ટાંતો ટુંકામાં કહે છે.—સ્થવિરા ( ડોશી ), કુરૂરાજા સુવ્રત નામે ઓળખાતા આઠ દેવો, સત્યકી, કૃષ્ણ વાસુદેવ અને નારદના દૃષ્ટાંતો ટુંકામાં નીચે પ્રમાણે જાણવા. ૨૮.

કાકંદી નગરીમાં એક દરિદ્રી સ્થવિરા ( ડોશી ) રહેતી હતી. તે પ્રભાતે નદી ઉપર જઇ હાથ પગ ધોઈ વન સંબંધી પુષ્પો લઈ માથે કાષ્ટનો ભારો ઉપાડી ભોજનમાટે ગામમાં જતાં વીર પરમાત્માને પુષ્પવડે પૂજવાના એક સરખા ભાવવાળી સમવસરણના દ્વારમાંજ સ્ખલના પામી, પડી ગઇ અને મરણ પામી. તેવામાં ત્યાં આવેલા જિતારિ રાજાએ તેને અગ્નિસંસ્કાર કરાવ્યો. પછી પ્રભુ પાસે આવીને રાજાએ પૂછ્યુ કે–' હે સ્વામી! તે ડોશી મરણ પામીને કઈ ગતિમાં ગઈ?' એટલે પ્રભુએ કહ્યું કે–' તે સૌધર્મ દેવલોકમાં દેવપણે ઉત્પન્ન થઈ છે અને અહીં ઉપદેશ સાભળવા આવેલ છે.' આ પ્રમાણે કહીને તે દેવ દેખાડ્યો. પછી કહ્યું કે–' આ દેવ સ્વર્ગથી ચ્યવીને મહાવિદેહ ક્ષેત્રમાં કનકપુરમાં કનકધ્વજ નામનો રાજા થશે. તે અન્યદા સર્પે ગળાતો દેડકો, કુરરવડે ગળાતો તે સર્પ, અજગરવડે ગળાતો કુરર–એ પ્રમાણે જોઇને તેના ઉપનય તરીકે અધિકારીઓથી ગળાતા પુરજનો, રાજાથી પકડાતા અધિકારીઓ અને મૃત્યુથી પકડાતા રાજાઓ–એ પ્રમાણે સમજીને તે રાજા સંસાર છોડી ચારિત્ર અંગીકાર કરશે અને મોક્ષપદને પામશે.'

**ઈતિ સ્થવિરા કથા.**

કુરૂચંદ્ર રાજાની કથા અપ્રસિદ્ધ હોવાથી લખી નથી.

હવે અષ્ટપ્રકારી પૂજા ઉપર સુવ્રત તરીકે ઓળખાતા આઠ

વણિકની કથા કહે છે-મહાવિદેહ ક્ષેત્રમા પુંડરીકિણી નગરીમા તીર્થંકરના સમવસરણમા નાટક કરીને પછી ' પોતે ભવ્ય છે કે અભવ્ય છે ? ' ઇત્યાદિ પ્રશ્ન કરનારા અદ્‌ભૂત રૂપવાળા આઠ દેવોને જોઇને વરસેન નામના ચક્રીએ પ્રભુને પૂછ્યુ કે-' આ દેવો કોણ છે ? ' પ્રભુએ કહ્યુ કે-' પૂર્વે ધાતકીખડના ભરતમા મહા લયપુરમા રૂક્મિણીના આઠ પુત્રો સુવ્રતાદિ નામવાળા હતા. તેઓ ૨૫ લાખ પૂર્વો સુધી અષ્ટપ્રકારી જિનપૂજા કરીને સાતમા મહા શુક્ર દેવલોકમા દેવપણે ઉત્પન્ન થયેલા છે તેઓ ત્યાથી ચ્યવી આજ વિજયમા રાજાઓ થઈ ચારિત્ર લઇને મોક્ષે જશે. '

હવે સત્યકી કે જે ઇશ્વર ( શિવ ) પણે પ્રખ્યાતિ પામેલા છે તે જિનપૂજા કરવાથી આગામી ઉત્સર્પિણીમા ૧૧ મા **સુવ્રત** નામે તીર્થંકર થાશે

નવમા વાસુદેવ કૃષ્ણ શ્રી નેમિનાથને વદન પૂજન કરવાથી આગામી ચોવીશીમા બારમા **અમમ** નામે તીર્થંકર થશે

નારદ વિદ્યાધર આકાશગામિની વિદ્યાવડે શાશ્વત અશાશ્વત અનેક જિનચૈત્યોને વદના કરી તેના ફળ તરીકે આગામી ચોવીશીમા ૨૧ મા મલ્લ નામે તીર્થંકર થશે

ઇતિ સક્ષિપ્ત કથાઓ

---

હવે દ્રવ્યપૂજા સબધી નિગમન કરતા સતા ભાવપૂજા કરવાનુ કહે છે —

ઉપર કહ્યા પ્રમાણે અષ્ટપ્રકારવડે શ્રી જિનેશ્વરની દ્રવ્ય પૂજા કરીને પછી મુદ્રાવિધાન ચૈત્યવદનભાષ્યમા બતાવેલ છે તે પ્રમાણે યથાસ્થાન કરીને ભાવપૂજા તરીકે ચૈત્યવદન કરે ૨૯

ચૈત્યવંદના મુખ્ય ત્રણ પ્રકારે છે તે કહે છે—

એક શ્લોક સ્તુતિ વિગેરેનું કહેવું તે જઘન્ય ચૈત્યવંદના.

ચૈત્યસ્તવદંડક (અરિહંત ચેઇઆણં૦) અન્નથ્થ૦ કહી એક નવકારનો કાયોત્સર્ગ કરી પારીને એક સ્તુતિ (થોઇ) કહે તે એક દંડક ને એક સ્તુતિના યુગળરૂપ મધ્ય ચૈત્યવંદના

ઇર્યાવહી પડિક્કમી એક લોગસ્સનો કાઉસગ્ગ કરી પારીને પ્રગટ લોગસ્સ કહી મોટા વૃત્તવાળા ગંભીર અર્થયુક્ત અને અપુનરૂક્ત એવા ઘણા શ્લોકાદિ કહેવાવડે પ્રથમ ચૈત્યવંદન કરે. તે સંબંધમાં કહ્યું છે કે.—

પંચનમસ્કારરૂપ મહામંત્ર કહીને બે જાનુ, બે હાથ અને મસ્તકરૂપ પાંચ અંગને નમાવીને-પંચાંગ પ્રણામ કરીને-ખમાસમણ દઇને એટલે કે જમીન અને મુખ મસ્તકાદિ પડિલેહીને ધરણીતળ સાથે ત્રણ વાર પંચાંગનો સ્પર્શ કરીને ડાબો ઢીંચણ જરા નમાવીને ઉત્તરાસનના છેડાવડે મુખ ઢાંકીને ભક્તિપૂર્વક યોગમુદ્રાવડે શક્રસ્તવદંડક (નમુથ્થુણં૦) બોલે તે વખત વિચારે કે-'હું ધન્ય છું કે પારાવાર એવા ભવસમુદ્રમાં બુડતા એવા મને યાનપાત્ર તુલ્ય આપનો(પરમાત્માનો)યોગ થયો છે'

આમ વિચારતો આનંદાશ્રુવડે પૂર્ણ લોચનવાળો અસ્ખલિતાદિ વિધી પૂર્વક પ્રથમ શક્રસ્તવદંડક બોલે: ૩૦-૩૧

પછી ઉભા થઇને સ્થાપનાર્હંતને વંદન કરવા માટે જિનમુદ્રાવડે ચૈત્યસ્તવદંડક વિધિપૂર્વક બોલે.

વિશિષ્ટ વર્ણન્યાસે કરીને, પદ સંપદા બરાબર જાળવીને, પદેપદે અભ્યુપગમાદિ સંપદાને લગતા પદોના અર્થને ચિંતવતો.

જિનેશ્વરના બિંબ ઉપર સ્થાપન કરી છે દૃષ્ટિ જેણે એવો શ્રાવક બીજી ત્રણે દિશાએ જોવાનો નિષેધ જાળવવાપૂર્વક શુભાશયવાળો એટલે નિયાણાદિ વર્જિત ચિત્તવાળો થઇને ચૈત્યસ્તવ બોલે ૩૨ પછી ચૈત્યસ્તવમા બતાવેલા નિમિત્ત અને હેતુઓને સાધ્ય કરવા માટે કાયોત્સર્ગ કરે તેમા કાયોત્સર્ગ સબધી ૧૯ દોષ વર્જવા બાબત અને તેમા જે ચિતવન કરવુ તે બાબત શાસ્ત્રકાર ત્રણ ગાથાવડે કહે છે —

કાયોત્સર્ગના કર્યો છતો તે સબધી ઘોટક દોષાદિ ૧૯ દોષ વર્જે અને નમસ્કારમત્ર ચિતવે તે ૧૯ દોષ આ પ્રમાણે— ૧ ઘોડાની જેમ એક પગ ઉંચો રાખે ૨ પવનવડે હણાતી લતાની જેમ કપ્યા કરે ૩ થાભલાનુ કે ભીતનું ઓઠીગણ દેય ૪ માથુ માળ સાથે અડાડી દેય ૫ વસ્ત્રવિનાની ભીલડીની જેમ બે હાથ આગળ રાખે ૬ વહુની જેમ માથુ નમાવેલુ રાખે ૭ બેડીમા પગ હોય તેની પેઠે બે પગ પહોળા રાખે અથવા ભેળા કરીને રાખે ૮ નાભિની ઉપર અને જાનુથી નીચે આવે તેવુ લાબુ વસ્ત્ર રાખે ૯ ડાસ વિગેરેથી રક્ષા થવા માટે અથવા અજ્ઞાનથી હૃદય ઢાકી રાખે ૧૦ ગાડાની ઉદ્ધીની જેમ બે પાની અથવા બે અગુઠા મેળવીને રાખે ૧૧ સાધ્વીની જેમ આખુ શરીર ઢાકી રાખે ૧૨ કવિકની જેમ રજોહરણ આગળ રાખે ૧૩ કાગડાની જેમ આખના ડોળા ફેરવ્યા કરે ૧૪ કોઠાની જેમ પહેરેલા વસ્ત્રનો ડુચો કરીને રાખે ૧૫ ભૂત વળગેલાની જેમ માથુ ધુણાવ્યા કરે ૧૬ મુગાની જેમ હુકાર કરે ૧૭ આલાવા ( લોગસ્સ કે નવકાર ) ગણવા માટે આગળી કે ભવા ચલાવ્યા કરે ૧૮ વારુણી ( મદીરા ) ની જેમ બુડ બુડ શબ્દ કરે અને ૧૯ ચોતરફ જોતો વાનરની જેમ હોઠ ચલાવ્યા કરે

શાસ્ત્રમાં પ્રાયે સર્વ અનુષ્ઠાન સાધુને ઉદ્દેશીને કહેલ હોય છે તેથી આ ૧૯ દોષ મુનિએ સર્વથા વર્જવા. શ્રાવક, સાધ્વી ને શ્રાવિકા વિગેરેએ યથાયોગ્ય વર્જવા. મુનિએ નાભિથી ચાર અંગુળ નીચે ચોળપટ્ટો રાખવો અને જમણા તથા ડાબા હાથમાં મુહપત્તિ ને રજોહરણ રાખવા. બે કોણીઓવડે ચોળપટ્ટો શોભાવવો. એ રીતે ઉભા રહીને કાયોત્સર્ગ કરવો કાયોત્સર્ગ પૂરો થાય એટલે 'નમો અરિહંતાણ' બોલી પારવો. પછી ( નમોઽર્હત્ કહી ) વર્ધમાન જિનેશ્વરની સ્તુતિ કરવી. ૩૩-૩૪-૩૫.

સ્તુતિ કહ્યા પછી આ અવસર્પિણીમાં આ ભરતક્ષેત્રમાં જે ચોવીશ તીર્થંકરો થયેલા છે તે આપણા આસન્ન ઉપકારી હોવાથી તેના નામો સંભારવા માટે ચતુર્વિંશતિસ્તવ ( લોગસ્સ૦ ) વિગેરે સૂત્રો કહે. યાવત્ જયવીયરાય સુધી સર્વ કહે. ( ચાર સ્તુતિ, સ્તવન, ત્રણ પ્રણિધાન વિગેરે સમજવુ. )

હવે પાંચમા દ્વારનો ઉપસંહાર કરતા સતા છઠ્ઠું દ્વાર કહે છે-
સ્તુતિસ્તોત્રાદિવડે ગૃહચૈત્યમાં ચૈત્યવંદન કરીને પ્રાતે શ્રાવક પોતાની ને દેવની સાક્ષીએ યથાશક્તિ પ્રત્યાખ્યાન કરે. ૩૬.

એ છઠ્ઠું દ્વાર કહ્યું, હવે સાતમું નગરચૈત્યે જવા રૂપ દ્વાર કહે છેઃ—

ગૃહચૈત્યમાં અર્ચા ( પૂજા ) કર્યા પછી ઋદ્ધિવંત શ્રાવક હાથી, ઘોડા, રથ, પાલખી અને સેવકજનોથી પરવર્યો સતો સ્વજન ને મિત્રાદિક પરિવારને સાથે લઈ પૂજાસંબંધી ઉત્તમ ઉપગરણો ગ્રહણ કરી અન્ય ભવ્ય જીવોને ઉત્તમ એવો મોક્ષમાર્ગ બતાવતો સતો અને શાસનની પ્રભાવના કરતો સતો મુખ્ય જિનમંદિરે જાય.

કહ્યુ છે કે–શુભ કાર્યમા કે અશુભ કાર્યમા મોટા માણસો જેવી પ્રવૃત્તિ કરે તેવી પ્રવૃત્તિ પાછળના બીજાઓ પણ કરે છે ૩૭-૩૮

શાસનની પ્રભાવના શી રીતે કરે અથવા થાય ? તે કહે છે–

લોકો તેની જિનમદિરે જવાની આવી શુભ પ્રવૃત્તિ જોઈને વિસ્મયપૂર્વક બોલે કે–' અહો ! આ શ્રાવકને ધન્ય છે, એ પુન્યાત્મા છે અહો ! આવા ધર્મ ને કીર્તિના ભાજનનુ જીવતુ પ્રમાણ છે અહો ! આનોજ મનુષ્ય જન્મ સ્વપર ઉપકારી હોવાથી સુલબ્ધ છે અહો ! આની મસ્તક નમાવવા વિગેરે બાહ્ય પ્રતિપત્તિ પણ કેવી સુદર છે અહો ! રોમાચ ખડા થવાવડે જણાતો આનો પરમાત્મા ઉપરનો રાગ પણ પ્રશસનીય છે એજ અભ્યતર પ્રીતિ સૂચવે છે અહો ! આ પુણ્યવતની ત્રૈલોક્યનાથની પૂજામા દેહશુદ્ધચાદિવડે તપતા તેનો અતકરણનો આદર સૂચવે છે આ તો એની પ્રતિદિનની કરણી છે એની ઋદ્ધિને ધન્ય છે કે જે દાનભોગાદિમા ઉપયોગી થાય છે આના પરિશ્રમને પણ ધન્ય છે કે જે દરરોજ ચૈત્યગમનાદિ શુભ કાય માટે થાય છે પરલોકમા તેજ પરિશ્રમ સુખના હેતુભૂત થાય છે કહ્યુ છે કે --

' આ લોકમા મનુષ્ય સર્વ પ્રકારના શુભ પ્રયત્નવડે જે પુણ્ય ઉપાર્જન કરી શકે છે તેને લાખમે ભાગે પણ પર લોકમા તેવી શુદ્ધિવડે કરી શકતો નથી કારણ કે અહીં નામ શ્રીનો સારો સદ્ભાવ છે '

વળી લોકો કહે છે કે–આના પરિજનને–પરિવારને પણ ધન્ય છે કે જે શુભ કાયમા તેનુ અનુવર્તન કરે છે–તેને મદદ

ગાર થાય છે. આ જગતમા વિશિષ્ટ જનનો સંસર્ગ, પણ શ્રેયાર્થે થાય છે. કહ્યુ છે કે.—

'ઉત્તમ જનનો સંસર્ગ શીળરહિતને પણ શીળયુક્ત—સદાચારી બનાવે છે જુઓ ! મેરૂગિરિને વળગેલા—ત્યાં ઉગેલા તૃણો—ઘાસ પણ સુવર્ણપણાને પામે છે. અત્યંત શોભીતુ થાય છે.' ૪૧

વળી કહે છે કે—'અહો ! આને અરિહંત ભગવંત આ ભવમાંજ પ્રસન્ન થયેલા જણાય છે કે જેથી તેને મનુષ્ય સંબંધી, દેવસબંધી અને પ્રાંતે અપવર્ગ (મોક્ષ) સબંધી સુખના દાયક થયેલા છે. ૪૨ જો એમ ન હોય તો એને આવી ઉત્તમ પ્રકારની ઋદ્ધિ કે જે દાનાદિક ગુણવાળી અને પુણ્યાનુબંધી પુણ્યની હેતુ થનારી કયાથી પ્રાપ્ત થાત ? શાસ્ત્રમા કહ્યુંજ છે કે—'રત્નાકરની સેવાથીજ રત્નવંત થવાય છે.' ૪૩.

આ પુણ્યવંતે પૂર્વ જન્મમાં પુણ્યરૂપી મહાવૃક્ષ વાવ્યું જણાય છે કે જે આ ભવમા ફળ્યુ છે. તેથીજ તે પ્રત્યક્ષ જણાતા સુખસંપત્તિરૂપ ફળને પામેલ છે. ૪૪.

હવે એવા ઉત્તમ મનુષ્યની પ્રશંસા કરવાનુ ફળ બતાવે છેઃ—

આ પ્રમાણે ઉત્તમ જનની પ્રશંસા કરનારા અનેક ભવ્ય સત્ત્વો કે જે સંસારના દુઃખોથી તપ્ત થયેલા હોય છે તેઓ સમકિતરૂપ વૃક્ષના મહાફળરૂપ જે મોક્ષ તેના કારણભૂત બોધિબીજને પામે છે. ૪૫.

કહ્યુ છે કે—'ત્રૈલોક્યની પ્રભુતા પામીને પણ જીવ કાળે કરીને તેનાથી ચ્યુત થાય છે—પડે છે; પરંતુ સમકિત પામેલો જીવ તો

અનુક્રમે મહાનુભવાગી અક્ષય સુખને મેળવેજ છે ' આ વાતની પુષ્ટિમા કહે છે —

'નવનના મતના ક્ષમા વિગેરે જેટલા ગુણોની નાસિ આ સસારમા જીવને થાય છે તે બધી બોધિબીજરૂપ જિનધર્મની નાસિના ફળરૂપજ હોય છે ' ૪ અહીં દૃષ્ટાત કહે છે —

કૌશાબી નગરીમા ધન અને યક્ષ નામના શેઠીને ધર્મપાળ ને વસ્તુપાળ નામના પુત્ર થયા. લોકોમા તે બને એક સરખી રૂચિવાળા હોવાથી એક મનવાળા કહેવાણા-પ્રસિદ્ધ થયા અન્યદા તે બને વીર પરમાત્માના સમવસરણમા ગયા ત્યા ભગવતની દેશના સાભળીને ધમપાળે ધર્મની શ્રદ્ધા કરી ત્યારે વસ્તુપાળને પ્રભુના વચનપર શ્રદ્ધા ન આવી પછી ઘરે જતા તે બનેને પરસ્પર ઘણો સવાદ થયો, પણ વસ્તુપાળ સમજ્યો નહીં પછી બીજે દિવસે ધમપાળે એમના પ્રભુપાસે જઇને તેનુ કારણ પુછ્યુ એટલે પ્રભુએ કહ્યુ કે-" પૂર્વભવે ચાળિગ્રામમા એક દરિદ્રી કણબીના તમે બને પુત્રો હતા નિર્ધન હોવાથી ભોગસામગ્રી બીલકુલ ન પામ્યા એટલે ધનની પ્રાપ્તિ માટે ચોરી કરવા લાગ્યા. અન્યદા કોટવાળ તમારી પાછળ પડતા તમે બને નાસ ભાગીને ભાગ્યા અરણ્યમા જતા આતાપનામા તત્પર એવા એક મુનિને દીઠા તેમને જોઇને એકે તેમના ગુણની પ્રશસા કરી તેથી તે સમકિત પામ્યો અને બીજે પ્રશસા ન કરવાથી મિથ્યાત્વીજ રહ્યો તે બને તમે આ ભવમા પણ મનુષ્ય થયા છો પરંતુ પૂર્વભવના કારણથી આ ભવમા પણ તમારામા શ્રદ્ધાવાન અને શ્રદ્ધાહીન એવો વિભાગ પડ્યો છે " ઇતિ

શાસન પ્રભાવનાનું સર્વોત્તમ ફળ દૃષ્ટાંતદ્વારા બતાવે છે.–

આ સંસારરૂપ સમુદ્રમાં પૂર્વે નહીં પામેલા એવા તીર્થંકરપણાની પ્રાપ્તિરૂપ ફળ શાસનની પ્રભાવનાવડે જીવ પામે છે. જેમ યદુવંશતિલક સમુદ્રવિજયાદિ દશ બંધુઓના કુળમાં સિંહસમાન શૌર્યવાન શ્રી કૃષ્ણ, થાવચ્ચાપુત્રનો દીક્ષામહોત્સવ કરવાવડે કરેલી શાસનની પ્રભાવનાથી તીર્થંકરત્વ પામશે. તેમજ શ્રી વીર પરમાત્માની અપૂર્વ ભક્તિ કરવાવડે કરેલી શાસનની પ્રભાવનાથી શ્રેણિક રાજા તીર્થંકરત્વ પામશે આ બંનેના ચરિત્ર પ્રસિદ્ધ હોવાથી લખેલ નથી. ૪૭.

ચૈત્યગમન દ્વારને સમેટતા સતા કહે છે કેઃ—

ઉપર પ્રમાણે 'અહો ! ધન્ય છે આ મહાપુરૂષને !' એવી રીતે સ્તુતિ કરાતો શ્રાવક દરરોજ તે રીતે જિનેશ્વરના મંદિરે જાય. ૪૮

આ પ્રમાણે આઠમું જિનસત્કાર દ્વાર કહ્યુ. હવે ત્યાં જતા પાંચ અભિગમ જાળવવાના છે તે કહે છેઃ—

જિનમંદિરમા પ્રવેશ કરતાં પુષ્પતંબોળાદિ સચિત્ત વસ્તુ તેમજ છત્રવાહનાદિ–આદિ શબ્દથી ખડ્ગ, મુકુટ, છત્ર, ચામર, પાદુકા વિગેરે અચિત્ત વસ્તુ પણ બહાર તજી દેય અને પ્રભુને દેખે એટલે ભક્તિસંયુક્ત એવો શ્રાવક બે હાથ જોડીને મસ્તકે અંજળી કરે અને 'નમો ભુવનબંધવે !' એમ બોલતો સતો નમસ્કાર કરે. અહીં ઉપલક્ષણથી શ્રાવકે ઉત્તરાસન ધારણ કરવાનું સમજી લેવું. ૪૯–૫૦,

હવે પ્રવેશનો વિધિ કહે છેઃ—

પ્રથમ ત્રણ વાર 'નિસિહી' કહે. તેમાં પહેલી ચૈત્યના

અગ્ર દ્વારે, બીજી જિનભવનના મધ્યમા પ્રદક્ષિણા દેતી વખતે, અને ત્રીજી ગર્ભગૃહમા પ્રવેશ કરતા કહે અથવા પહેલી ગૃહવ્યાપારના ત્યાગરૂપ નિસિહી અગ્ર દ્વારે કહે બીજી ચૈત્યગૃહસબધી વ્યાપારના નિષેધરૂપ નિસિહી ગભગૃહમા (રગમડપમા) પ્રવેશ કરતા કહે, અને ત્રીજી દ્રવ્યપૂજાના નિષેધરૂપ નિસિહી ચૈત્યવદન કરવાને અવસરે કહે હવે શ્રાવક એ પ્રમાણે નિસિહી કહેવાનુ લક્ષમા રાખીને બધુમિત્રાદિ પરિવાર સહિત ત્રણ પ્રદક્ષિણા આપે ૫૧

અહીં નિસિહીત્રિક ને પ્રદક્ષિણા ત્રિક ( બે ત્રિક ) કહ્યા છે તે પ્રમાણે દશે ત્રિક[૧] સમજી લેવા

પ્રદક્ષિણા ને નિસિહીના પ્રસગના ભાવનને અગે પાચ ગાથા કહે છે —

જિતેદ્રિય, ઇદ્રિયોને સવરનાર અને ઇર્યાસમિતિમા ઉપયુક્ત હોવાથી મનગુપ્ત વચનગુપ્ત અને કાયગુપ્ત એવો શ્રાવક ચિત્તને વ્યાક્ષિપ્ત કરે તેવા કાર્યો દૂર કરે-નિષેધે ૫૨ વળી દેવકાર્ય મૂકીને બીજા બધા કાર્ય વર્જે-ચિતવે પણ નહીં સ્ત્રીકથા, ભક્ત(ભોજન)કથા, દેશકથા અને રાજકથા કરે નહીં ૫૩

કહ્યુ છે કે 'શ્રાવક જિનમદિરમા રહ્યો સતો પરના મર્મને વીંધે તેવુ તેમ છિદ્ર પ્રકાશવારૂપ વાક્ય ન બોલે જન્મકર્માનુગત એટલે તેના માબાપ સબધી અથવા કોઈ કર્મ સબધી

---

૧ નિસિહી ૨ પ્રદક્ષિણા ૩ પ્રણામ ૪ પૂજા ૫ અવસ્થા ભાવન ૬ ત્રિદિશા નિરીક્ષણ વર્જન ૭ પ્રમાર્જન ૮ આલબન ૯ મુદ્રા ૧૦ પ્રણિધાન-એ દશ ત્રિક સમજવા

વાંકું ન બોલે, 'આ ચોર છે' ઈત્યાદિ વિરૂદ્ધ વાકય ન બોલે, પોતાને કે પરને ધનવાન કે નિર્ધન કહેવારૂપ અસત્ય ન બોલે, અછતા દોષના આરોપણરૂપ ન બોલે, ચાડી ન ખાય, 'અરે દુરાચારી !' એવું કર્કશ વચન ન બોલે. ત્યારે કેવું બોલે ? તે કહે છે–થોડું–પરિમિત અક્ષરોવાળું, હિતકારી–અન્યને આલ્હાદ ઉપજાવે તેવુ અને ધર્મમાં તત્પર કરે–પાપકાર્યથી નિવર્તાવે તેવુ બોલે. ૫૪.

જેઓ પાપવ્યાપારનો મન, વચન, કાયાથી ત્યાગ કરનારા હોય તેની નિસિહી તો પરમાર્થથી સાચી છે, પણ જેઓ પાપવ્યાપારનો નિષેધ કરનારા નથી તેમની નિસિહી તો શબ્દમાત્ર છે ૫૫.

જેઓ મિથુનકથા એટલે ઉપલક્ષણથી ઉપર કહ્યા પ્રમાણેની ચારે પ્રકારની વિકથા જિનાલયમા વર્જે–ન કરે તેની નિસિહીજ સાર્થક છે. એમ શ્રી જિનેશ્વરોએ કહ્યું છે. ૫૬.

હવે ગર્ભગૃહમાં પ્રવેશ કરવાનો વિધિ કહે છે:—

પછી પૂર્વે કહ્યા પ્રમાણે બીજીવાર નિસિહી કહીને ગર્ભગૃહમાં પ્રવેશ કરે અને પૂર્વે કહેલા વિધાન પ્રમાણે અષ્ટપુટ મુખકોશ બાંધીને સુજ્ઞ શ્રાવક શ્રી જિનેશ્વરની અષ્ટપ્રકારી પૂજા કરે. ૫૭.

જગતબંધુની અંગપૂજા કરતા શરીર ખજવાળે નહીં, નાકને નચીંકે નહીં અને સ્તુતિસ્તોત્રાદિ કાંઇ બોલે નહીં. (મૌનપણે કરે.) ૫૮.

પ્રારંભમા બરાસ અને ચંદનથી મિશ્રિત કરેલા સર્વૌષધિમિશ્ર સુગંધી જળવડે ભક્તિસંયુક્ત ચિત્તે ભુવનના નાથનું સ્નપન (સ્નાત્ર) કરે. ૫૯.

અન્યત્ર પણ કહ્યું છે કે-ગંધોદકવડે હવણ કરે, કુંકુમાદિવડે વિલેપન કરે, શ્રેષ્ઠ જાતિના પુષ્પો ચડાવે પછી ફળ, નૈવેદ્ય તથા વસ્ત્રઆભરણાદિવડે પૂજા કરે ઉલ્લોચ-ચંદુઆ નવા બાંધે-બંધાવે ૬૦

સ્નાન કર્યા પછી સુગંધી અને સુકોમળ વસ્ત્રવડે વિગત મોહ-વીતરાગ એવા પરમાત્માના શરીરને લૂહે-જળરહિત કરે ૬૧

પછી કર્પૂર(બરાસ), ચંદન અને કુંકુમ (કેશર)વડે જિનબિંબને પરમ ભક્તિવડે વિલેપન કરે ૬૨

પછી શ્રેષ્ઠ એવા ચીનાંશુકવડે તેમજ સુગંધી વાસવડે હૃદયને આનંદદાયક એવા ભુવનપૂજ્યની ભક્તિયુક્ત ચિત્તે પૂજા કરે ૬૩

નાના વર્ણવાળા અને સુગંધી શ્રેષ્ઠ પુષ્પોવડે નાના પ્રકારની રચના કરીને-હાર વિગેરે ગુંથીને વિચક્ષણ એવો શ્રાવક જિનેશ્વરની પુષ્પપૂજા કરે ૬૪

પછી શંખ અને કુંદના પુષ્પની જેવા ઉજ્વળ તેમજ અખંડ શાળી અને તંદુલાદિવડે રત્ન પાટલે અષ્ટમંગળ આળેખે ૬૫

અષ્ટમંગળના નામ કહે છે-દર્પણ ભદ્રાસન, વર્ધમાન (સરાવ), શ્રીવત્સ, મત્સ્યયુગલ, વરકળશ, સ્વસ્તિક અને નંદાવર્ત-આ પ્રમાણેના અષ્ટ મંગળ જુદા જુદા આળેખે ૬

પછી તે અષ્ટમંગળની ઉપર વિશિષ્ટ ચંદનના પાત્ર આ ળીવડે ગંધ ધૂપ અને પાંચ વર્ણના પુષ્પો ચડાવી સુશોભિત બનાવે ૬૭

( આ અર્ઘવાળીઅ ૬૮ મી ગાથા છે )

અક્ષતાદિવડે પૂજા કર્યા પછી અગર, કર્પૂર, તુરૂષ્ક, સેલ્હા-રસ વિગેરે સુગંધી દ્રવ્યોવડે ધૂપવિધિમાં કુશળ એવો શ્રાવક ધૂપ કરે. ૬૯.

પછી આરાત્રિક(આરતિ)ને અવસરે પ્રભુપાસે નાટક કરે અથવા કરાવે. તે દષ્ટાંત સાથે કહે છે.—

દેવેંદ્રોએ, દાનવેંદ્રોએ અને નારદે જેવી રીતે પ્રભુપાસે ગીતગાન સાથે નાટક કર્યું છે, તેમજ પ્રભાવતીએ કર્યું છે તે પ્રમાણે નાટક કરે

દેવેંદ્રાદિકના દષ્ટાંતો ટુંકામા કહે છે.—

વીશમા મુનિસુવ્રતસ્વામીના ભક્ત કાર્ત્તિક શેઠના જીવ સુધર્મેંદ્રપણે ઉત્પન્ન થયા પછી વીરપ્રભુ વિશાળાપુરીના બહુ-પૂર્ણક ઉદ્યાનમાં સમવસર્યા ત્યારે પ્રભુપાસે આવીને અનેક પ્રકારનુ નાટક કર્યું.

વિંધ્યાદ્રિ પાસે વિભેલ ગામમાં રહેનાર પૂરણ નામના શ્રેષ્ઠીએ વૈરાગ્યવડે તાપસપણું સ્વીકાર્યું પછી છઠ્ઠ છઠ્ઠ તપ કરતા કાળ કરીને ચમરેંદ્ર થયો. તેણે ઉત્પાત કર્યો. શક્રેંદ્ર પાસે જઇ આક્રોશ કર્યો. ત્યાથી પરાભવ પામ્યો સતો ભાગીને શ્રી વીરપ્રભુને શરણે આવ્યો ત્યા સમક્તિ પામ્યો, પછી સુસુમાર-પુરમા પ્રભુપાસે આવી અનેક પ્રકારનુ નાટક કર્યું.

નારદે કરેલી નાટ્યવિધિ ગ્રંથાંતરથી જાણી લેવી

હવે પ્રભાવતીની કથા કહે છે—ચંપા નગરીમાં અનંગસેન નામનો સોની અત્યંત સ્રીલોલુપી હતો. તે બહુ દ્રવ્ય આપીને પાંચસો સ્રીઓ પરણ્યો હતો. એવા અવસરે પંચશૈલ દ્વીપનો

સ્વામી વિદ્યુન્માળી દેવ ચ્યવી ગયો. તેની દેવીઓએ પોતાની પાસે આવવા માટે પોતાનું રૂપ દેખાડીને અનંગસેન સોનીને છેતર્યો તે સોની તો એક વૃદ્ધ નાવિકને ઘણી દ્રવ્ય આપી તેની સહાયવડે પંચશૈલ દ્વીપે ગયો. પેલી દેવીએ મનુષ્ય હોવાથી પાછો મોકલ્યો. પછી તેણે દેવીઓએ કહ્યા પ્રમાણે પોતાને ગામ જઇને અગ્નિમાં બળી મરવાનું નિયાણું કર્યું તે વખત તેના મિત્ર નાગિલ શ્રાવકે ઘણો વાર્યો પણ માન્યું નહીં. તે ઇંગિનીમરણવડે મરણ પામીને વિદ્યુન્માળી દેવપણે ઉત્પન્ન થયો. અને હાસા પ્રહાસા દેવીઓની સાથે દેવસંબંધી સુખ ભોગવવા લાગ્યો.

અન્યદા ઇંદ્ર નંદીશ્વરદ્વીપે યાત્રા કરવા જતા હતા, તે વખતે પોતાના કલ્પ પ્રમાણે હાસા પ્રહાસા આગળ નાટક કરતી ચાલી અને પોતાના સ્વામીને પડહ લઇને વગાડવા કહ્યું. તેને એ બહુજ અઘટિત લાગ્યું. પણ બળાત્કારે પડહ તેના ગળામાં પડ્યો એટલે તેને વગાડતા વગાડતા ચાલવું પડ્યું, પણ ખેદ ઘણો થયો. તેને તે સ્થિતિમાં જોઇને બારમા દેવલોકમાં ઉત્પન્ન થયેલા પૂર્વભવના મિત્ર નાગિલદેવે ઓળખ્યો. એટલે તેણે તેની પાસે જઇને પૂછ્યું કે-'મને ઓળખે છો?' વિદ્યુન્માળીએ 'ના' કહી એટલે નાગિલદેવે પોતાને ઓળખાવીને તેને ધર્મ પમાડ્યો. પછી નાગિલ દેવના કહ્યા પ્રમાણે અહીંથી ચ્યવીને મનુષ્યભવ પામે ત્યારે બોધ થવા માટે ગોશીર્ષચંદનની એક શુદ્ધ પ્રતિમા ભરાવી અને તે કાષ્ટની પેટીમાં મૂકીને તેણે અવસરે કોઈ વણિકના વહાણો દુર્વાતથી હણાયેલા જોઇ ત્યાં આવેલા અને છ માસથી ભવનમાં નહીં પહોંચી શકેલા તેનો ઉદ્ધાર કરી તે પેટી તેને આપી અને કહ્યું કે-'આ તારા વહાણો આ પ્રભાવથી

આવતી કાલે વીતભય નગરે પહોંચશે. ત્યાં જઇને આ પેટી ત્યાંના રાજાને તારે આપવી.' પેલા વણિકે તે સ્વીકાર્યું. અને બીજે દિવસે વીતભય નગરે પહોંચી જવાથી તે પેટી લઇ જઇને કેટલાક ભેટણા સાથે ઉદ્દાયન રાજાને અર્પણ કરી. તે સાથે કહ્યું કે–' આમાં દેવાધિદેવની પ્રતિમા છે, તે દેવને ખરેખરા ઓળખીને જે આ પેટી ઉઘાડવા પ્રયત્ન કરશે, તેનાથી પેટી ઉઘડશે અને અંદર રાખેલા પ્રતિમાજી પ્રગટ થશે.' રાજાએ અનેક ધર્મવાળાઓને મંત્રીદ્વારા બોલાવ્યા. તેમણે પોતપોતાના દેવના નામથી સ્તુતિ કરીને પેટી ઉઘાડવા માંડી પણ ઉઘડી નહીં. પછી પ્રભાવતી રાણીએ શ્રી વીરપરમાત્માની દેવાધિદેવપણે સ્તુતિ કરીને પેટી ઉઘાડવાનો પ્રયત્ન કરતાં ઉઘડી ગઈ. તેમાથી પ્રગટ થયેલ શ્રી વીરપ્રભુની પ્રતિમા પાસે પ્રભાવતીએ નાટક કર્યું. અન્યદા તેના પતિએ નાટક કરતાં તેનું શિર ન દેખવાથી તેમજ શ્વેત વસ્ત્રને રાતાં દેખવાથી પોતાનુ મરણ નજીક જાણી પ્રભાવતીએ દીક્ષા લીધી અને તાપસના ભક્ત એવા પોતાના પતિને તાપસના વ્યતિકરવડેજ પ્રતિબોધ પમાડ્યો.

## ઇતિ પ્રભાવતી રાણી કથા.

હવે ભાવપૂજારૂપ નવમુ દ્વાર કહે છે–ભાવપૂજા ચૈત્યવંદનરૂપ હોય છે, તે બતાવવા માટે ૭ ગાથાઓ કહે છેઃ—

દ્રવ્યપૂજા કરી રહ્યા પછી પૂર્વે કહ્યા પ્રમાણે જયવીયરાય રૂપ પ્રણિધાન પર્યંત વિધિપૂર્વક ચૈત્યવંદન કરે. પછી અનેક પ્રકારની શોભાવાળો ઉલ્લોચ જિનમંદિરમા બાંધે ૭૧

તે ઉલ્લોચ દેવદુષ્યનો અથવા દુકૂળનો-દુકૂળ શબ્દે તે નામના વૃક્ષની છાલનો અથવા ક્ષોમનો એટલે ઉત્તમ એવા

સુતરૂ વસ્ત્રનો બનાવે અને તેમા સુવર્ણ, રૌપ્ય, પ્રવળ અને મુક્તાફળ મોટા પ્રમાણવાળા, મોટી કિમતવાળા ગોઠવે-તેનાવડે ખચિત-મડિત કરે ૭૨

પછી સારા વર્ણવાળા, સુગધી, નાના પ્રકારના અને જળ-સ્થળમા નીપજેલા સુદર પુષ્પોવડે સમવસરણાદિ આકારવાળુ, ઘણી જુદી જુદી રચનાવાળુ, રમણિક એવુ પુષ્પગૃહ-ફુલનુ ઘર બનાવે આ વાત ફરીને કહેવાની મતલબ એ છે કે-'ભાવ-યુક્ત મનુષ્યનેજ સર્વ ક્રિયાકલાપ મહાનિર્જરારૂપ ફળ આપ નાર થાય છે ભાવશૂન્ય મનુષ્ય કીર્તિવિગેરેની પ્રાપ્તિમાટે મોટુ પણ અનુષ્ઠાન કરે છતા તેનુ બહુ અલ્પ ફળ તેને પ્રાપ્ત થાય છે કહ્યુ છે કે-" ક્રિયાશૂન્યનો ભાવ અને ભાવશૂન્યની ક્રિયા-એ બનેમા સૂર્ય ને ખદ્યોતના પ્રકાશ જેટલુ અતર છે" અર્થાત્ ક્રિયાશૂન્યનો પણ ભાવ અત્યત ફળદાયક થાય છે

પછી ઉત્તમ જીવો જિતમોહ એવા પરમાત્માના દુસ્તપ તપોલક્ષ્મીવાળા વિગેરે ઉત્કૃષ્ટ ગુણોને સભારે અને ગાયન કરે તેમજ વિશિષ્ટ એવા ગવયાઓ પાસે ગવરાવે તે પણ અર્થવાળુ, વૈરાગ્યરસસયુક્ત, ત્રિસ્થાનકરણાદિવડે વિશુદ્ધ ગવરાવે તે વિશુદ્ધ આ પ્રમાણે-ઉરસ્થાનીય સ્વર સ્વભૂમિકા અનુસાર વિશાળ હોય ત્યા તે ઉરવિશુદ્ધ કહેવાય, જ્યારે કઠસ્થાનીય હોય ત્યારે અસ્ફુટિત ઉચ્ચાર થાય તે કઠવિશુદ્ધ, જ્યારે શિરસ્થાનીય હોય ત્યારે સાનુનાસિક ન થાય તે શિરવિશુદ્ધ, અથવા ઉર, કઠ અને શિરસ્થાનવડે શ્લેષ્મરહિતપણે બોલાય તે ત્રિસ્થાન કરણ વિશુદ્ધ કહેવાય એવુ વિશુદ્ધ અને મધુરમકરાદિ ગુણ યુક્ત ગાયન કરાવે ૭૪

વળી **તત** તે તંત્રીયુક્ત વીણાદિ, **વિતત** તે તાળાદિ, **ઘન** તે કાંસ્યતાલાદિ અને **શુષિર** તે વંશાદિ-ચારે પ્રકારના શાસ્ત્રોક્ત પાઠશુદ્ધ વાજીંત્રો પોતે વગાડે અને બીજા પાસે વગડાવે. ૭૫.

વળી સ્થાને સ્થાને-ચૈત્યના આગલા ભાગમાં ચૈત્ય પરિપાટી વખતે રાસડા લેવરાવે, પોતે રાસ રમે અને ફરતા ફરીને ગવાતા ગીતનૃત્યાદિ જે ચર્ચરી કહેવાય છે તે હૃદયને આનંદ થાય તે રીતે કરે ને કરાવે ૭૬.

ઉપર ઋદ્ધિમાન શ્રાવકે કરવા યોગ્ય વિધિ કહ્યો. હવે તેનો ઉપસંહાર કરતા ઇતર સામાન્ય સ્થિતિના શ્રાવક માટે ચૈત્ય-વંદનનો વિધિ કહે છે.—

એવી રીતે હાથી, ઘોડા, રથ વિગેરે ઋદ્ધિ સહિત જિન-મંદિરે જવાનો વિધિ ઋદ્ધિમાન શ્રાવક માટે બતાવ્યો, હવે સામાન્ય અઋદ્ધિમાન માટે કહે છે કે-તેવો શ્રાવક પોતાને ઘરે સામાયિક કરે. ૭૭. અને તેને કોઈ લેણદાર રોકે કે કનડે તેમ ન હોય અને કોઈની સાથે વાદવિવાદ ન હોય તો તેવો શ્રાવક સાધુની જેમ ઇર્યાસમિતિ પાળતો જિનમંદિરે જાય. ત્યા જઈને જે જે ભાવપૂજામાં કરવા યોગ્ય હોય તે ત્રણ નિસિહી કહેવા વિગેરે સર્વ વિધિ કરે. કારણ કે તેની પાસે દ્રવ્યપૂજાની સામગ્રીરૂપ પુષ્પાદિકનો અભાવ છે. ૭૮. તેવો શ્રાવક જો જિનમંદિરમા પુષ્પ ગુંથવા વિગેરે કાર્ય પોતાથી બને તેવું હોય તો સામાયિક ન કરતાં તે કરે અથવા બીજો અવકાશ સ્વાધીનપણે મેળવી શકે તો મેળવીને કરે. એવી રીતે દ્રવ્યપૂજાને વધારે શોભાવવાથી પણ બહુ લાભ થાય છે. કહ્યું છે કે—

"તેથી જીવને બોધિ (સમકિત) નો લાભ થાય, સમ્ય ગ્દષ્ટિને બહુ પ્રિયકારી થાય, આજ્ઞાનુ આરાધન થાય, જિનેંદ્રની ભક્તિ થાય અને તીર્થની પ્રભાવના થાય" આગમમા એવી કરણીને પણ વિશેષ પુણ્યબધ કરાવનારી કહેલી છે ૭૯

હવે ગુરૂ પાસે પચ્ચખ્ખાણુ લેવારૂપ દશમા દ્વારમા ગુરૂને વદન કરવાપૂર્વક આલોચના, ખામણા ને પ્રત્યાખ્યાન કરવાનુ હોવાથી પ્રથમ ગુરૂવદનનો વિધિ તેના સૂત્રો વિગેરે કહેવા યોગ્ય કહે છે —

હવે ધર્મદેશના દેવા માટે અથવા સ્નાત્રપૂજાદિના અવલોકન માટે આચાર્ય મહારાજ જિનમદિરે પધાર્યા હોય તો ધર્મદેશના તેઓ ત્યા આપે, તેની અગાઉ અથવા ત્યારપછી પૂર્વોક્ત વિધિ સાથે દ્વાદશાવર્ત વદન કરે ૮૦ તે વદનના હેતુ કહે છે —

એવી રીતે ગુરૂવદન કરવાથી પૂર્વે બાધેલુ નીચગોત્રકર્મ ખપે છે, ઉચ્ચગોત્ર બધાય છે અને જ્ઞાનાવરણીયાદિ કર્મોની ગ્રથિ શિથિલ થાય છે ૮૧

હવે વદનનુ ફળ દૃષ્ટાતદ્વારા કહે છે —

તીર્થંકરત્વ ક્ષાયિક સમકિત અને સાતમીથી ત્રીજીનુ આયુ-એ ત્રણ પ્રકારના લાભ વિધિપૂર્વક ગુરૂવદન કરવાથી શ્રી કૃષ્ણે મેળવ્યા છે ૮૨

ગુરૂવદનથી પ્રાપ્ત થતા છ ગુણો કહે છે —

વિનયરૂપ ભક્તિ વિશેષ, અભિમાનનો નાશ, ગુરૂજનની પૂજા, તીર્થંકરની આજ્ઞાનુ આરાધન, શ્રુતધર્મની આરાધના અને પ્રાતે સર્વ ક્રિયાનો વિગમ થવાથી મોક્ષની પ્રાપ્તિ થાય છે ૮૩

હવે દશમું, બારમું ને તેરમુ—એમ ત્રણદ્વાર સબંધે કહે છે

નવકારસહિતાદિ પ્રત્યાખ્યાન ઘરે ગૃહચૈત્યમાં ગ્રહણ કર્યું હોય છતા ગુરૂસાક્ષીએ ફરીને ગ્રહણ કરે. ઇતિ દ્વાર ૧૦.

પછી અગ્યારમું શ્રવણદ્વાર મૂકીને અલ્પ વક્તવ્યતા હોવાથી યતિપૃચ્છા ને ઉચિતકરણરૂપ બે દ્વાર કહે છે—

સાધુસમુદાયને શરીરની નિરાબાધા વિગેરે તમામ વાત પૂછે. આ પૃચ્છા મહાનિર્જરાના હેતુભૂત છે. ત્યારપછી પોતાની શક્તિ અનુસાર કોઈ મુનિ ગ્લાન હોય તો તેના ઔષધાદિની તજવીજ કરે મુનિરાજ કોઈ ઔષધ લેવા ઘરે આવે તો આપવા યોગ્ય કેટલાક ઔષધો તૈયાર રાખે. ૮૪

સાધુસાધ્વીને ઉપર કહ્યા પ્રમાણે ત્રણ પ્રકારની વંદના કરી સુખસાતા પૂછી, ગ્લાનાદિનો ઉપચાર કરી, શિથિળાચારી(અવમગ્ન) હોય તેની પણ યથાયોગ્ય સભાળ લેય પછી શ્રમણોપાસક જે શ્રાવક ને શ્રાવિકા ત્યાં હોય તેમને પણ ' વંદે. વદે ' કહે. ૮૫

આ પ્રમાણે ૧૨ મું ને ૧૩ મુ દ્વાર કહ્યુ હવે શેષ રાખેલ ૧૧ મું શ્રવણ દ્વાર કહે છે—

પછી ગુરૂ પાસે ધર્મ શ્રવણ કરવા માટે, નહી અતિ નિકટ. નહીં અતિ દૂર અને નહીં ઉચ્ચાસને એટલે ધરણિતળ ઉપર યોગ્ય સ્થાને બેસે. ૮૬. બહુ નિકટ બેસવાથી આપણો શ્વાસોશ્વાસ ગુરૂમહારાજને લાગવાથી આશાતના થાય. અતિ દૂર બેસવાથી બરાબર સંભળાય નહીં. વળી વિદ્વાન શ્રાવક ગુરૂથી ઉંચે આસને કે સરખે આસને પણ બેસે નહી. એમાં અવિનય રહેલો છે. વળી ગુરૂની પડખે કે પાછળ પણ ન બેસે તે પણ અવિનયરૂપ છે. વળી તદ્દન

સામે ન બેસે કે જેથી બીજા વાચવા આવનારને આરકશ પડે વળી ગુરૂ પાસે પલાઠી બાધીને વગને ઉરૂ સાથે અડાડીને ન બેસે-એ રીતે બેસવાથી પણ અવિનય થાય છે ૮૭ વળી પગ ઉપર પગ ચડાવીને ન બેસે, પગપિંડની જેમ (પગ બાધીને) ન બેસે અને પગ પસારીને-લાબા કરીને પણ ન બેસે ૮૮ નિદ્રા વિકથા તજી દઇને મસ્તક અજળી કરીને કણરૂપ અજળીવડે ભાવરોગને હર કરનાર સિદ્ધાતશ્રવણરૂપ પરમ ઔષધનુ પાન કરે ૮૯

સિદ્ધાતશ્રવણરૂપ પરમ ઔષધ કેનુ છે? તે કહે છે– અજ્ઞાન તે તત્ત્વાતત્ત્વનુ અજાણપણુ, મોહ તે ધનાદિકને વિષે અત્યત ગૃદ્ધતા, મિથ્યાત્વ તે કુદૃષ્ટિના રક્તતા–આ ત્રણે (અજ્ઞાન, મોહ ને મિથ્યાત્વ) જીવને અનત દુખના હેતુ હોવાથી મહાવ્યાધિ જેવા છે તેનો તત્કાળ ક્ષય કરનાર હોવાથી સિદ્ધાત-જિનાગમ તે વિરેચન તુલ્ય છે વળી કુગ્રહરૂપ વિષથી વ્યાપ્ત થયેલાને જિનાગમ મહામત્ર તુલ્ય છે ૯૦

આ પ્રસગ ઉપર સય્યભવ, ચિલાતીપુત્ર, ગોવિંદ વાચકાદિના દૃષ્ટાતો છે તે સક્ષેપથી આ પ્રમાણે —

સય્યભવસૂરિનુ દૃષ્ટાત તો પ્રસિદ્ધ છે શ્રી પ્રભવસ્વામીએ સ્વગચ્છમા કોઈ પોતાના પટ્ટપર સ્થાપન કરવાયોગ્ય ન જણાવાથી સય્યભવ ભટ્ટમા યોગ્યતા જોઈ એટલે તેની પાસે તે યજ્ઞ કરતા હતા ત્યા પોતાના શિષ્યને મોકલી **अहो कष्टमहो कष्ट, तत्त्व न ज्ञायते पर ।** એમ કહેવરાવ્યુ પછી તત્ત્વ પૂછતા ગુરૂ પાસે આવવા કહ્યુ ગુરૂએ ખરૂ તત્ત્વ સમજાવતા પ્રતિબોધ પામીને ચારિત્ર ગ્રહણ કર્યું પ્રભવસ્વામીની પાટે તેઓ શાસનને

અલંકારભૂત થયા. શાસનને દીપાવ્યું.

ચિલાતીપુત્ર પૂર્વભવમાં જેણે ચારિત્ર વિરાધ્યું છે એવો મહામોહની મતિવાળો હતો. રાજગૃહ નગરમાં **ધનશ્રેષ્ઠીને** ઘરે ખાતર પાડી તેનુ ધન ને તેની પુત્રી **સુસુમાને** ઉપાડીને ભાગતાં પાછળ પુત્રસહિત ધનશ્રેષ્ઠીને આવતા જોઇને સુસુમાનું માથુ કાપી નાખી ધડ પડતુ મૂક્યું. ત્યારપછી આગળ જતાં કોઇ મુનિને દીઠા તેમને જોઇ કાંઇક સંવેગ થવાથી 'થોડા અક્ષરોમાં ધર્મ કહો' એમ કહ્યુ. મુનિ 'ઉપશમ, વિવેક ને સંવર કરવો' એટલા શબ્દો કહી આકાશમાર્ગે ચાલ્યા ગયા ચિલાતીપુત્ર તે ત્રણ પદનો અર્થ વિચારવા લાગ્યો. વિચાર કરતા તેનો મહામોહ નાશ પામ્યો એટલે તે કાયોત્સર્ગમા સ્થિત થઇ ગયો. પછી લોહીના ગંધથી ચોતરફથી આવેલી કીડીઓએ તેનું શરીર ચાલણી જેવુ કરી નાખ્યુ. પણ તે કીડીઓ ઉપર અંશમાત્ર પણ પ્રદ્વેષ ન આવવાથી શુભ ધ્યાને કાળ કરીને આઠમા સહસ્રાર દેવલોકમા દેવપણે ઉત્પન્ન થયો

ગોવિંદ નામના બ્રાહ્મણે જૈનોની સંગાતે વાદ કરતા અનેક વખત પરાજિત થવાથી મિથ્યાત્વને મથન કરનાર જે સત્પથ તેને જીતવાની ઇચ્છાથી કોઇ સ્થવિર મુનિની પાસે પ્રવ્રજ્યા લીધી. પછી પૂર્વશ્રુતનો અભ્યાસ કરતા મિથ્યાત્વરૂપ વ્યાધિ દૂર થઇ જવાથી વાચકપદને પામ્યા એટલે કુમતિ મનુષ્યના ઉપદેશથી અનુપકૃતના પણ ઉપગારી એવા તીર્થંકરાદિકને વિષે વિપ્રતારકપણાનો જે અભિપ્રાય થયો હતો તે નાશ પામ્યો અને તદ્રૂપ વિશિષ્ટ ચૈતન્યવિનાશક જે વિષ તેથી ગ્રસ્ત થયેલા પ્રાણીઓને અચિંત્ય મહાત્મ્યવડે પ્રશસ્ત ચેતનાના સદ્ય સંપાદક

હોવાથી મહામંત્ર તુલ્ય જે જિનાગમ તે તેને ખરેખર ઉપકારક રોહિણેયાદિકની જેમ થયુ અનુક્રમે ગોવિંદવાચક સદગતિગામી થયા

કહ્યુ છે કે–" અહિંસાદિ લક્ષણ જે ધર્મ તે જૈનાગમથીજ ખરેખરો જાણવામા આવે છે પ્રાણીવધાદિ અધર્મ પણ જિનાગમથીજ જાણી શકાય છે ચૈત્યવંદનાદિ કર્તવ્ય પણ તેથીજ જણાય છે અને કુતીર્થી પાસે જવુ, પચ્ચખાણ ન કરવા પ્રશંસા કરવી ઇત્યાદિ અકર્તવ્ય પણ તેથીજ જણાય છે ભવનપતિ, વ્યતર, જ્યોતિષ્ક ને વૈમાનિક–એ ચાર પ્રકારના દેવોને રહેવાના સ્થાનરૂપ દેવલોક, નરકમા ઉત્પન્ન થનાર નારકી જીવો અને તેના ઉત્પત્તિસ્થાનરૂપ નરકાવાસા, તેના આયુ, દેહ, દુ ખાદિ અને સિદ્ધો, સિદ્ધનુ સ્થાન, તેમની અવગાહના વિગેરે–સર્વ જગતમા રહેલા પદાર્થો આગમથીજ જાણવામા આવે છે, આગમ સાભળવાથીજ જીવાજીવાદિ પદાર્થો, ષડ્ દ્રવ્યો અને જીવાદિ નવ તત્વો પણ સમજી શકાય છે

સર્વ જીવ ચેતના લક્ષણથી એક પ્રકારે, ત્રસ સ્થાવરના ભેદથી બે પ્રકારે, વેદથી ત્રણ પ્રકારે, ગતિથી ચાર પ્રકારે, ઇંદ્રિયોથી પાચ પ્રકારે, કાયથી છ પ્રકારે, પૃથ્વ્યાદિ પાચ સ્થાવર અને બેઇંદ્રિયાદિ ચાર ત્રસ એમ નવ પ્રકારે, સૂક્ષ્મ બાદર બે પ્રકારના એકેંદ્રિય, બેઇંદ્રિય, તેઇંદ્રિય, ચઉરિંદ્રિય, અસંજ્ઞી ને સંજ્ઞી પચેંદ્રિય–એ સાતના પર્યાપ્તા અપર્યાપ્તા બે ભેદ કરતા ૧૪ પ્રકારે, ૩૨ પ્રકારે, ભવ્ય અભવ્ય એમ બે પ્રકારે–તેમજ કર્મપ્રકૃતિના ભેદોથી અનેક પ્રકારે જીવો છે, તે સર્વ આગમના શ્રવણથીજ સમજી શકાય છે જીવોના વેદ, આયુ,

ભવસ્થિતિ, કાયસ્થિતિ વિગેરે પણ તેથી સમજાય છે, અજીવના ભેદો તથા બાકીના તત્ત્વો પણ શાસ્ત્રશ્રવણથીજ સમજાય છે. માટે સર્વ વ્યાપાર તજી દઈને અમુક વખત તો ધર્મશ્રવણ જરૂર કરવુ જીવાદિ પદાર્થોની શ્રદ્ધા પણ તેથીજ થાય છે. તેમાં કદી કાંઇ શકા પડે તો વિચક્ષણ મનુષ્યોએ શુ કરવું ? તે કહે છે.—

વિચારવિધિમા નિપુણ મનુષ્યે પદ ને અર્થ સબધી સમ્યક્ પ્રકારે વિચાર કરવો. ભગવતે કહેલ છે તેજ સત્ય છે, સારભૂત છે એમ વિચારવુ. તેનો ભાવાર્થ પૂર્વાપર સૂત્રાર્થના સંબધને નહીં ભૂલી જનાર એવા ભાવનાપ્રધાન પુરૂષે વિચારવો. સૂત્રોમાં બહુવિધ ભાવ જોવાથી જેઓ મૂઢચિત્તવાળા બની જાય છે તેઓ એવો વિચાર કરી શકતા નથી તેથી પરસ્પર અવિરોધીપણે દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવની અપેક્ષા રાખીને સ્યાદ્વાદ-પણાનું ઉલ્લંઘન કર્યા શિવાય તેનો વિચાર કરવો. જેમકે મન વચન કાયાથી સર્વ જીવની હિસા ન કરવી. એવું સામાન્ય સૂત્ર વાંચ્યા પછી જિનાલય કરાવવા વિગેરે અધિકારમા વિધિપૂર્વક કરવાથી દોષ લાગતો નથી એવુ બીજુ વિશેષ સૂત્ર વાંચતા મોહ ન પામવો, શકા ન કરવી, પણ વિધિસૂત્ર, ઉત્સર્ગસૂત્ર, નિષેધસૂત્ર, અપવાદસૂત્ર–એમ જેમા જેની સ્થાપના કરવા યોગ્ય હોય તેમાં તેની સ્થાપના કરવી. સશય ન કરવો. ૯૧-૯૪.

સશય કરવાથી પ્રાપ્ત થતો દોષ બતાવે છે —

તત્ત્વસદેહરૂપ સશયથી મિથ્યાત્વરૂપ પ્રથમગુણસ્થાનવર્તી-પણુ પ્રાપ્ત થાય છે. આ સશય તત્ત્વજિજ્ઞાસાનિરપેક્ષ વિપર્યયની

સમકક્ષામા જતો હોવાથી મિથ્યાત્વ પ્રાપ્ત થાય છે મિથ્યાત્વથી ચાર ગતિના અનુભવરૂપ સસાર પ્રાપ્ત થાય છે, અને ભવોદધિમા પડેલા જીવો જન્મ જરા મરણાદિ દુ ખસમૂહને પામે છે–તેમા પરિભ્રમણ કર્યા કરે છે ૯૫

તે કારણ માટે જ્ઞાતતત્ત્વ એવા અને પ માર્થને જાણનારા સુન મનુષ્યે સદુપાયમા પ્રવૃત્ત રહેવુ અને સૂત્રાર્થનો અભ્યાસ કરીને અથવા પૂછીને જેમ અભયકુમાર ને અ બડ વિગેરે નિ શ ક થયા તેમ નિ શ ક થવુ અબડનો પ્રબધ આ પ્રમાણે —

એકદા મહાવીર પરમાત્મા વિહાર કરતા કરતા ચપાનગરીના પૂર્ણભદ્ર નામના ઉદ્યાનમા સમવસર્યા તેમને વદન કરવા માટે નગરલોકની સાથે અ બડ નામનો પરિવ્રાજક પણ આવ્યો તે વી પરમાત્માને ત્રણ પ્રદક્ષિણા દઇને ઉપદેશ સાભળવા બેઠો ઉપ દેશ સાભળ્યા પછી રાજગૃહનગરે જવાનો તેનો વિચાર જાણીને 'ત્યા ના ા સારથિની સ્ત્રી સુલસાને સારી તરફથી ધર્મપ્રવૃત્તિ પૂછજે' એમ પ્રભુએ કહ્યુ તે સાભળીને અબડને ભગવતના વીતરાગપણામા ર કા આવી. એટલે આકાશમાર્ગે રાજગૃહે આવીને સુલસાની પરી ા કરવા માટે તેને ઘરે ભિક્ષાચરરૂપે પ્રવેશ કર્યો તેને જોઇને સુલસાએ કહ્યુ કે 'હુ મારે હાથે તો પાચ મહા વ્રતધારી શીયળવાન મુનિરાજનેજ દાન આપુ છુ, બીજાને આપતી નથી " એટલે અ બડ ભિક્ષા લીધા વિના નીકળી ગયો

પછી તપે સુલસાની પરીક્ષા કરવા માટે પૂર્વદિશાને દરવાજે બનાવટ બ્રહ્માનુ રૂપ ધારણ કર્યું એટલે બ્રહ્માને માન નારાઓ ત્યા આવ્યા તેમની પાસે બ્રહ્માએ કહેલો ધર્મ કહ્યો

બીજે દિવસે દક્ષિણ દિશાએ સાક્ષાત્ વિષ્ણુનું રૂપ ધારણ કર્યું. એટલેતેને માનનારા અસંખ્યાબંધ લોકો આવ્યા, તેની પાસે તેનો ધર્મ કહ્યો ત્રીજે દિવસે પશ્ચિમ દિશાએ સાક્ષાત્ શંકરનું રૂપ ધારણ કર્યું તેના ભક્તો આવ્યા તેની પાસે તેનો ધર્મ કહ્યો. ચોથે દિવસે ઉત્તર દિશામા સમવસરણની રચના કરી તીર્થંકરનું રૂપ ધારણ કરી ચતુર્મુખે ચાર પ્રકારનો ધર્મ કહ્યો. એમાં ઘણા જૈનો આવ્યા પણ સુલસા આવી નહી તેને બોલાવવા માણસ મોકલ્યુ, છતાં તેણે કહ્યુ કે-" મહાવીર પરમાત્મા પધાર્યા હોય તો મારૂં હૃદય વિકસ્વર થાય, તે થતુ નથી, એટલે ' આ કોઈ કૃત્રિમ રચના લાગે છે ' તેથી નહીં આવુ." આ પ્રમાણે તેના સમકિતની દૃઢતા જોઈને અંબડે પ્રસન્ન થઈ સર્વ રચના સંહરી લીધી અને સુલસાને ઘરે ગયો ત્યા જઈને સુલસાના ગૃહ-ચૈત્યમા રહેલા જિનેશ્વરને વંદના કરી. પછી સુલસા પાસે જઈને તેણે પ્રભુના કહ્યા પ્રમાણે તેની ધર્મપ્રવૃત્તિ પૂછી, એટલે સુલસાએ વીરપ્રભુને વંદન કર્યું. અંબડે પૂછ્યુ કે-' હમણા ત્રણ દિવસ સુધી બ્રહ્મા, વિષ્ણુ ને મહેશ્વર સાક્ષાત્ અહીં પ્રગટ થયા હતા, તેનો ધર્મ કહ્યો હતો, તે સાંભળવા તમે કેમ ન ગયા?' સુલસા બોલી કે-" વીતરાગ, ગતદ્વેષ, સર્વજ્ઞ એવા પરમાત્માને દીઠા પછી બીજા હરિહરાદિ દેવને જોવાનો કોણ ઉત્સાહ ધરે ?' આ પ્રમાણે તેને દૃઢમતવાળી જોઈને અંબડ પણ ધર્મમાં દૃઢ થયો પછી જૈનધર્મની ઉન્નતિ કરીને તે અનુક્રમે સ્વર્ગે ગયો. તે આગામી ચોવીશીમા પંદરમા તીર્થંકર થશે.

અભયકુમારની કથા શ્રેણિકચરિત્રાદિથી જાણવી. ટુંકામાં અભયકુમારે વીરપ્રભુને પૂછ્યું કે-' છેલ્લા રાજર્ષિ કોણ થશે ? '

પ્રભુએ તત્તમાજ દીક્ષા લીધેલા ઉદાયનરાજર્ષિને બતાવ્યા એટલે તેણે રાજ્યનો સ્વીકાર ન કરતા કોઇ યુક્તિથી શ્રેણિકરાજાની રજા મેળવીને ચારિત્ર અંગીકાર કર્યું અને સદ્ગતિના ભાજન થયા

આ ધર્મશ્રવણદ્વારમા જ ચૈત્યોદ્ધારાદિ તાદિ કૃત્ય કહે છે

ઉપર જણાવ્યા પ્રમાણે ધર્મ સાભળીને પછી પોતાના કર્ત્તવ્યનો વિચાર કરતા ચિંતવે કે–આ ચૈત્યમા મુખમડપાદિ નથી તે કરવુ જોઇએ, આ ચૈત્યમા પ્રેક્ષામડપાદિ છે પણ જીર્ણ થયેલા છે તેનો ઉદ્ધાર કરવો જોઇએ આ પ્રમાણે વિચાર કરીને પછી પોતાની શક્તિથી જે કાર્ય થાય તેવુ હોય તે પોતે કરે અને પોતાથી ન બને તેવુ હોય તે બીજા પાસે કરાવે કારણકે ગૃહસ્થપણાનો સાર તેજ છે ૯૮

કહ્યુ છે કે–'તેજ શાસ્ત્રાર્થનુ પરિજ્ઞાન કહીએ, તેજ ક્રિયામા દક્ષપણારૂપ વિજ્ઞાન કહીએ, તેજ કળા વિદ્યા વિગેરેમા કુશળપણ કહીએ, તેજ બુદ્ધિ કહીએ તેમજ તેજ શરીરાદિકના સામર્થ્યની સફળતા કહીએ કે જેનો દેવકાર્યમા ઉપયોગ થાય ૯૯

હવે જીર્ણોદ્ધારના ફળ સબધી વિસ્તારથી કહે છે —

"જે પ્રાણી–જે મનુષ્ય ભક્તિબહુમાનવડે (કીર્ત્તિ વિગેરેની ઇચ્છાથી નહીં) સડી ગયેલા, પડી ગયેલા જિનમદિરના કોઇ પણ વિભાગને ઉદ્ધરે છે–દુરસ્ત કરાવે છે તે પ્રાણી પોતાને જન્મ જરા મરણાદિ દુખરૂપ ગ્રાહજીવોથી ભયકર નારક, તિર્યંચ, દેવ અને મનુષ્ય એ ચાર ગતિરૂપ આ સસાર સાગરમાથી પોતાના આત્માને ઉદ્ધરે છે " ૧૦૦ એવી રીતે જીર્ણોદ્ધાર કરનાર પોતાના આત્માને જ સસારમાથી ઉદ્ધર્યો એમ નહીં પણ પોતાના વશને

પિતાપિતામહાદિ પૂર્વજ કે જેઓ સ્વર્ગાદિ ગતિમાં ગયેલા હોય અને તેઓ પોતાના પુત્રપૌત્રાદિનુ આવુ સત્કૃત્ય જોઈ અનુમોદના કરે તેમનો પણ ઉદ્ધાર કર્યો. તેમજ પોતાના પુત્રપૌત્રાદિ આવુ પોતાના વડીલનુ સત્કૃત્ય જોઇને તેમા પ્રવર્તે તેથી તેનો પણ ઉદ્ધાર કર્યો. ઉપરાંત અન્ય ભવ્ય જીવો કે જે તેના વંશથી અલગ હોય પણ આસન્નસિદ્ધિક હોય તેઓ પણ એની અનુમોદના કરે તેથી તેનો પણ ઉદ્ધાર કર્યો. ૧૦૧. વળી તેણે આ શુભ કૃત્ય કરવાથી ઉદ્વલનાદિ કરણવડે કુત્સિત કુળમા ઉત્પત્તિ થવારૂપ નીચ ગોત્રનો-પૂર્વે બદ્ધ સ્પૃષ્ટ ને નિધત્તાવસ્થાવડે સત્તામા નાખેલનો ક્ષય કર્યો અને પૂજ્યપણાના હેતુરૂપ સુકુળમા જન્મ થવાના ફળભૂત ઉચ્ચગોત્ર બાંધ્યુ. નરકાદિ ગતિમા જવારૂપ કુગતિના માર્ગને નિષ્ટાપિત કર્યો-પોતાના ગમનને માટે અવિષયી કર્યો. તેમજ સુગતિ-દેવગતિ વિગેરેનો માર્ગ ઉપાર્જન કર્યો. ૧૦૨ તેની આ લોકમાં સુકીર્તિ થાય છે. વળી તેણે સગર ચક્રવર્તીના પુત્રો કે જેણે અષ્ટાપદાદિ મહાતીર્થનો ઉદ્ધાર કર્યો તેની જેમ સન્માર્ગ પ્રગટ કર્યો અન્ય જિનભવનનો ઉદ્ધાર કરવાની વૃત્તિ-વાળા ભવ્યજીવોને સન્માર્ગ બતાવ્યો " ૧૦૩.

આ પ્રમાણે જીર્ણોદ્ધાર તેમજ તીર્થોદ્ધાર કરવાથી કેટલાક જીવો તેજ ભવમા અશેષ કર્માશને ક્ષીણ કરીને મોક્ષે પધાર્યા છે કેટલાક સાવશેષ કર્મવાળા ઇંદ્રપણું પામ્યા છે, કેટલાક ઇંદ્રના સામાનિક થયા છે, કેટલાક બીજા મહર્દ્ધિક દેવો થયા છે. તેઓ દેવસબધી સુખને અનુભવી ત્યાંથી ચ્યવી મનુષ્યપણુ પામશે. ત્યા ઇક્ષ્વાકુ કુળમા કે હરિવંશ કુળમા ઉત્પન્ન થઈ ચતુરંગિણી સેનાના સ્વામી રાજા થશે કે અમાત્ય શેઠ અથવા સેનાપતિ થશે,

કોઈ શેઠ કે સાર્થવાહના પુત્ર થશે ૧૦૪-૫ તેઓ અનેક પ્રકારની કળાઓમા કુશળ થશે વિશુદ્ધ માતાપિતાના પક્ષવાળા કુલીન થશે. સર્વદા સ્વપર હિતકારી-સર્વને અનુકૂળ થશે, સરલ થશે, સુશીલ એટલે અપકારી ઉપર પણ ઉપકાર કરનાર થશે સદૈવ મનુષ્યો, દેવો, અસુરો અને દેવાગનાઓના મન તેમજ લોચનને આનદકારી થશે ૧૦૬ ચદ્ર જેવા સૌમ્ય થશે, સૂર્ય જેવા તેજવત-પ્રતાપી થશે, કામદેવ જેવા સ્વરૂપવાળા થશે, ભરતચક્રીની જેવા લોકોને ઈષ્ટ થશે, કલ્પવૃક્ષની જેવા અથવા ચિતામણિ રત્ન જેવા વાન્છિતને પૂરનારા થશે એવા જીર્ણોદ્ધાર કરનારની ચક્રવર્તી તેમજ વાસુદેવો પણ સ્તુતિ કરશે, લોકો તેની પૂજા કરશે પ્રાતે તેઓ શ્રેષ્ટ એવા ભોગને તજી દઇને નિષ્કલક ચારિત્રને ધારણ કરશે અને યથાખ્યાત ચારિત્રના બળથી સવ કર્મરાશિને ખપાવીને સિદ્ધિપદને પામશે-મોક્ષે જશે ૧૦૭-૮-૯

આ પ્રમાણે જીર્ણોદ્ધાર સર્વ તીર્થકરોએ સર્વ પ્રકારના કૃત્યતત્વમા શ્રેષ્ટ તરીકે ઉપદિશ્યો છે આ પ્રવચનમા મોક્ષના અવધ્યકારણ જ્ઞાન દર્શન ને ચારિત્ર છે જીર્ણોદ્ધાર તે ત્રણેના લાભનુ આ ભવમા પ્રગટ કારણ છે શ્રીમાન્ મલ્લીનાથસ્વામીના જિનાયતનનો ઉદ્ધાર કરનાર પુષ્પિતાલ નગરવાસી વાગુરશ્રેષ્ઠી વિગેરે તથાવિધ સહનનાદિના અભાવથી તે ભવમા સિદ્ધિપદને ન પામ્યા, પરતુ દેવસપદા પામીને મનુષ્ય થઇ યતિજનની કરેલી સદ્દેશના સાભળી જ્ઞાન દર્શન અને ચારિત્રને તે નિર્મળ આશયવાળા જીવો ગ્રહણ કરે છે કોઈ દેશવિરતિ અગીકાર કરે છ, પરતુ પરિણામે જીર્ણોદ્ધારકારક શિવશ્રીનુ ભાજન અવશ્ય થાય છે ૧૧૦

જીર્ણોદ્ધારની ચિંતા કર્યા પછી શ્રાવક બીજી પણ તેવા પ્રકારની શુભ ચિંતા કરે તે કહે છે–દેવગૃહના ભંડાર સબંધી, તેના આયવ્યય સંબધી, તેના રક્ષણ સબધી વિગેરે ચિંતા કરે–વિચાર કરે. વળી દેવાર્ચક–પૂજારી વિગેરે અલ્પ આજીવિકાના કારણથી દુઃખી થતા હોય તો તેનો પણ વિચાર કરી આજીવિકા વધારી આપે. ૧૧૧

આ પ્રમાણે દેવદ્રવ્ય સબધી અથવા ચૈત્યસબધી ચિંતા કરતા–તે સબધી કામકાજ કરતા ચૈત્યદ્રવ્યનો વિનાશ પણ થઈ જાય તેને માટે ચાર ગાથાવડે કહે છે—

જે પ્રાણી દેવદ્રવ્યનો–તેના ઉપગરણાદિકનો વિનાશ કરે–ભક્ષણ કરે અથવા અન્યથી ખવાઇ જતાં તેની ઉપેક્ષા કરે અને અંગઉદ્ધાર આપવાનું નિવારણ ન કરે તો તે પ્રાણી બુદ્ધિહીન થાય છે અને પાપકર્મથી લેપાય છે. જે મનુષ્ય દેવદ્રવ્ય ખાય છે કે તેની ઉપેક્ષા કરે છે તેણે જૈનધર્મ કે જિનાગમ જાણેલજ નથી એમ સમજવુ અથવા તેણે પૂર્વે નરકાયુષ્ય બાંધેલું છે એમ સમજવું. તે જીવ નરકમાંથી નીકળ્યા પછી પણ મનુષ્યપણામા દરિદ્રતાથી મૂકાતો નથી–દરિદ્રીજ થાય છે.

જુઓ ! પૂર્વે ગધિલાવતીમાં **સંકાશ** નામે શ્રાવક થયો હતો, તે સ્વભાવથીજ ભવવૈરાગ્યવાળો હતો તેણે શક્રાવતાર ચૈત્યમાં રહી ગૃહવ્યાક્ષેપાદિ કારણે ચૈત્યદ્રવ્યનો ઉપયોગ કર્યો તેથી તે દેવદ્રવ્યનો ઉપજીવી થઈ પ્રમાદથી અજ્ઞાન, સંશય, વિપર્યાસ વિગેરેને આલોચ્યા પડિક્કમ્યા શિવાય મરણ પામીને દુર્ગતિએ ગયો અને સંસારમાં પરિભ્રમણ કર્યું. ત્યાં અનેક ભવમાં

ક્ષુધા તૃષાથી પરાભવવાળા અનેક ભવો કર્યા તેમા પણ અસિ-કુંતાદિવડે છેદન થવુ, ગાડી વિગેરેનુ વહન કરવુ, મુદ્દગરાદિવડે કુટાવુ–એવી અનેક પ્રકા ની પીડા પામ્યો ૧૧૩ થી ૧૧૭ વળી દરિદ્રીના કુળમા ઉત્પત્તિ, અને દારિદ્ર બહુવાર સહન કર્યા મનુષ્યજન્મમા બહુ જનોથી ધિક્કાર પણ બહુ પામ્યો અનુક્રમે તગર નામની નગરીમા એક શેઠનો પુત્ર થયો ત્યા પણ પૂર્વકર્મ લાભાંતરાયાદિ શેષ રહેલુ હોવાથી દરિદ્રપણુ પામ્યો અને વારવાર ચિત્તને નિર્વેદ થાય તેવા કારણો મળ્યા પુણ્યયોગે કેવળી ભગવત મળ્યા તેમને તેણે પૂછ્યુ કે-' હે ભગવત ! મે ભવાતરમા શુ પાપ કરેલ છે કે જેથી હુ નિરતર મનો રથની અપૂર્તિવાળોજ થાઉં છુ ? ' કેવળીએ તેના ઉત્તરમા સકાશાદિ ભવસ્વરૂપનો અધિકાર કહ્યો અને ઉપદેશ આપ્યો, તેથી તેને જિનધર્મની પ્રાપ્તિ થઈ, સવેગ ઉત્પન્ન થયો પછી ફરીને પૂછ્યુ કે-' મે ચૈત્યદ્રવ્યના વિનાશરૂપ અપરાધ કર્યો છે તેના નિવારણ માટે અત્યારે મારે શુ કરવા યોગ્ય છે ? ' કેવળીએ કહ્યુ કે-' જિનભવન, જિનબિબ, તીર્થયાત્રા, પૂજાસ્નાત્રાદિ પ્રવૃત્તિ કરીને તે નિમિત્તે દેવદ્રવ્યમા હિરણ્યાદિકની વૃદ્ધિ કરવી એ તારે કરવા યોગ્ય છે ' તે સાભળી સકાશના જીવે અભિગ્રહ કર્યો કે-' આજપછી મને જે દ્રવ્યની પ્રાપ્તિ થાય તેમાથી માત્ર મારે અન્ન વસ્ત્ર માટે જોઈએ તે લેવુ, બીજુ જે વધે તે બધુ ચૈત્ય-દ્રવ્ય તરીકે ગણવુ તેમાજ આપી દેવુ–મારે ભોગવવુ નહીં ' આવો યાવજ્જીવ અભિગ્રહ કર્યો ૧૧૮-૧૨૧

આ પ્રમાણે તેના મહાભિગ્રહથી, શુભ ભાવની પ્રવૃત્તિથી તેમજ ચૈત્યદ્રવ્ય આપવાની તીવ્ર ઈચ્છાને લઈને વિશિષ્ટ અધ્ય-

વડે પોતાના ઉપયોગમાં લે છે તે મોહિતમતિવાળા જીવોને માટે કહે છે કે–' તેમણે ધર્મને જાણ્યોજ નથી અથવા નરકના આયુષ્યને બાંધેલુ છે. તે શિવાય તેની આવી દુર્મતિ નજ થાય. ' ૧૨૬.

' ચૈત્યદ્રવ્યનો એટલે હિરણ્યસુવર્ણાદિકનો અથવા તેના ઉપયોગ માટે લાવેલ કાષ્ટપાષાણાદિ વસ્તુઓનો આગળ કહેવાશે તેવા બને પ્રકારે જે વિનાશ કરે છે તેનુ સાધુ સાવદ્યયોગના ત્યાગી છતાં દેશનાદિવડે નિવારણ ન કરે તો તે અનત સંસારી થાય. ' ૧૨૭. અન્યત્ર કહ્યું છે કે —

' ચૈત્યદ્રવ્યના વિનાશથી, મુનિનો ઘાત કરવાથી, શાસનની ઉડ્ડાહ કરવાથી અને સાધ્વીના ચતુર્થ વ્રતનો ભગ કરવાથી બોધિબીજના મૂળમાં અગ્નિ લાગે છે અર્થાત્ તે બળી જાય છે. ઉપર બે પ્રકારે વિનાશ કર્યાનુ કહ્યુ છે, તે બે પ્રકાર બતાવે છે—

ચૈત્ય નિમિત્ત નવુ લાવેલ હોય તે અને જે ઉખેડી નાખેલું હોય તે અતીત ભાવને પામેલુ–એમ બે પ્રકારનું અથવા સ્તંભકુંભિકાદિ મૂળ દ્રવ્ય અને આચ્છાદનાદિ ઉત્તર દ્રવ્ય એમ બે પ્રકારે અથવા સ્વપક્ષે કરેલ વિનાશ અને પરપક્ષે કરેલ વિનાશ એમ બે પ્રકારે એમ અનેક પ્રકારે ચૈત્યદ્રવ્યની દ્વિવિધતા જાણવી ૧૨૮

ચૈત્યદ્રવ્યવિનાશને પ્રસગે ગુરૂદ્રવ્યના વિનાશ સબધી દોષ પણ વ્યવહારસૂત્રના ભાષ્યને આધારે કહે છે:—

શિષ્ય પૂછે છે કે–' ચૈત્યદ્રવ્ય એકઠા મળીને ચોર્યા પછી તેમાંથી એક જણ પોતાના ભાગે આવેલા દ્રવ્યમાથી પોતાને

માટે મોદક બનાવે અને તે સાધુને વહોરાવે અથવા મુનિની ઉપધિ ચોરી વેચી નાખીને તેમાથી પ્રાસુક વસ્ત્રાદિ લાવીને તે સયતાદિકને આપે તો આ વસ્તુ મુનિને લેવી કલ્પે ?' તેના ઉત્તરમા આચાર્ય કહે છે કે-'ન કલ્પે' શા માટે ન કલ્પે ? તેના ઉત્તરમા કહે છે કે-' આની રીતે ચોરનુ લાવેલુ લેવુ તે લોકમા પણ નિદિત છે તો પછી લોકોત્તરમા નિદિત હોય તેમા તો શુ કહેવુ ? એવા ચૈત્ય ને યતિના પ્રત્યનિકની પાસેથી જે ગ્રહણ કરે તે મુનિને પણ ચૈત્ય ને યતિનો પ્રત્યનિક જાણવો' ૧૩૦-૩૧

ઉપર જણાવ્યા પ્રમાણે ચૈત્યદ્રવ્ય ને ગુરૂદ્રવ્ય ચોરીને તે દ્રવ્યવડે પોતે અન્નવસ્ત્રાદિ ભોગવે અથવા કોઇ સાધુને આપે તો તે લેનાર અને દેનાર બનેને પ્રવચનનિષિદ્ધ આચરણના કરનારા હોવાથી પરમાત્માની આજ્ઞાનો ભગ કરનારા જાણવા વળી તેવુ જોવા જાણવાથી બીજા પણ કોઇ તેમ કરે તો તેના પણ તે કારણિક થાય ઉપલક્ષણથી મિથ્યાત્વ ને વિરાધના બનેની પ્રાપ્તિ થાય તેમા મિથ્યાત્વ તો બુદ્ધિવિરૂદ્ધ અલિક કાર્ય કરવાથી લાગે અને વિરાધના તો સયમની, આત્માની અને પ્રવચનની-એમ ત્રણ પ્રકારની લાગે અન્યાયોપાત્ત વસ્તુ હોવાથી આત્મ વિરાધના, પ્રત્યનિક દેવાદિના છલનરૂપ સયમવિરાધના અને પ્રવચનના મૂળભૂત યતિ ને ચૈત્ય તેના ઉપદ્રવવડે પ્રાપ્ત કરેલ હોવાથી પ્રવચન વિરાધના સમજવી ૩૨

વેદાતમા પણ કહ્યુ છે કે-" દેવદ્રવ્યથી જે વૃદ્ધિ અને ગુરૂદ્રવ્યથી જે ધનપ્રાપ્તિ તે કુળના નાશ માટે થાય છે અને મરણ પામીને તે જીવ નરકે જાય છે-માટે કઠગત પ્રાણ થાય તો પણ દેવદ્રવ્યના હરણમા બુદ્ધિ ન કરવી કેમકે અગ્નિથી દધ

થયેલા ફરીને પલ્લવિત થાય છે પણ દેવદ્રવ્યથી નષ્ટ થયેલા પલ્લવિત થતા નથી. દેવદ્રવ્ય, બ્રહ્મહત્યા, દરિદ્રીના દ્રવ્યનુ અપહરણ અને ગુરૂપત્નીનો સયોગ–તે સ્વર્ગમાંથી પણ પાડે છે.'

એ રીતે શ્રાવક દેવદ્રવ્યનું ભક્ષણ કરે અથવા ઉપેક્ષા કરે તે જીવિતને માટે વિષભક્ષણ કરે એમ નિઃસંશય સમજવુ છે. વળી જે સુશ્રાવક દેવદ્રવ્યની વૃદ્ધિ કરે છે–તેની ઋદ્ધિ. વૃદ્ધિ પામે છે અને તેને કીર્ત્તિ, સુખ તેમજ બળની પ્રાપ્તિ થાય છે. તેને પુત્રો પણ ભક્ત, શૂરવીર, બુદ્ધિ સયુક્ત, સર્વ લક્ષણ સપન્ન. સુશીળ અને જનમાન્ય થાય છે. તેથી તે મહાસત્ત્વવત સકાશનો જીવ પણ સુનિવૃત્ત થયો સતો કર્મગ્રથિને ભેદીને નિર્વાણ પદને પામશે એમાં સશય નથી. ૧૩૩–૧૩૯.

જૈન ધર્મમા મહાસત્ત્વ કોણ કહેવાય છે તે કહે છે–

'આ જગતના જીવો જ્યા દ્રવ્ય જુએ છે ત્યા માતા, પિતા, ભાર્યા, શરીર ને બધવ કોઇને પણ ન ગણતાં–તેની દરકાર ન કરતા દ્રવ્ય મેળવવામાજ તત્પર થઈ જાય છે એવા દ્રવ્યમાં પણ જે લુબ્ધ થતા નથી અને દેવદ્રવ્યનો વિસ્તાર–તેની વૃદ્ધિ કરે છે તે પુરૂષો જિનશાસનમાં મહાસત્ત્વ કહેવાય છે.' ૧૪૦–૪૧

કહ્યુ છે કે–'આ જીવ મહા દુર્ગ અને વિકટ એવી અટવીનું ઉલ્લઘન કરે છે. દેશાતરમા જાય છે, ગહન એવા સમુદ્રને અવગાહે છે, અત્યત ક્લેશવાળી ખેતી કરે છે, કૃપણ એવા સ્વામીને સેવે છે અને ધનાધ બુદ્ધિવાળો થઇને હાથીઓની ઘટાથી દુઃસચર એવા રણમા–યુદ્ધમા પ્રાણ ખુએ છે, તે બધુ લોભનું વિસ્ફુર્જિત છે'

' જે મનુષ્ય સતોષરૂપી અમૃતના સમૂહથી સિચિત અત-કરણવાળો હોવાથી તેવા દ્રવ્યને વિષે અલુબ્ધ રહે છે અને સર્વદા અગૃદ્ધપણે દેવદ્રવ્યનુ સમ્યગ પ્રકારે રક્ષણુ તેમજ વૃદ્ધિ કરે છે તે જૈનશાસનમા મહામત્વ કહેવાય છે '

દેવદ્રવ્યાદિના ભક્ષણ વિગેરેનુ જુદુ જુદુ ફળ બતાવે છે

દેવદ્રવ્ય સતે જિનાયતનમા નિરતર પૂજા સત્કારાદિ સવિશે ષપણે થાય છે અને તેથી પ્રાયે મુનિજનોનુ આવવુ થાય છે તેમના વ્યાખ્યાનના શ્રવણથી જિનપ્રવચનની વૃદ્ધિ થાય છે એ રીતે જિનપ્રવચનની વૃદ્ધિ કરનાર અને એ રીતે જ જ્ઞાનાદિ ગુણોની પ્રભાવના થતી હોવાથી જ્ઞાનદર્શન ગુણના પ્રભાવક એવા દેવદ્રવ્યનુ ભક્ષણુ કરવાથી જીવ અનત સસારી થાય છે ૧૪૨

વળી એવા જ વિશેષણવાળા દેવદ્રવ્યની જે રક્ષા કરે છે તે જીવ પરિત્ત સસારી-અલ્પસસારી થાય છે ૧૪૩

વળી એવા જ દેવદ્રવ્યની જે વૃદ્ધિ કરે છે તે જીવ તીર્થંકરપણાને પ્રાપ્ત કરે છે ૧૪૪ હવે આ હકીકતનો ઉપસહાર કરે છે

એ પ્રમાણે જાણીને જે સુશ્રાવક દેવદ્રવ્યની વૃદ્ધિ કરે છે, તે જન્મ, જરા, મરણ ને રોગાદિકનો અત કરે છે ૧૪૫

હવે આ ધર્મશ્રવણદ્વારમા જ સવિશેષ વિધિ કહે છે

જો કોઇપણ કારણથી ધર્મદેશના દેવાને માટે આચાર્યાદિક જિનમદિરે આવ્યા ન હોય તો ઋદ્ધિમાન શ્રાવક પૂર્વે કહ્યા પ્રમાણે હાથી, ઘોડા વિગેરે સયુક્ત જ્યા ઉપાશ્રય હોય ત્યા આવે સામાન્ય મનુષ્ય સામાયિકાદિ અગીકાર કરીને આવે ૧૪૬

મુનિ ચૈત્યમા નિવાસ કરીને કેમ ન રહે ? તેના ઉત્તરમા કહે છે

'જો કે ભક્તિકૃત ચૈત્ય આધાકર્મી ન હોય છતાં ત્યાં રહેવાનું વર્જવાથી જ જિનેશ્વરની ભક્તિ થાય છે. લોકમાં પણ તેમજ જોવામાં આવે છે. ૧૪૭.

આજીવિકાને કારણે અથવા ભયથી કૌટુમ્બિક (સેવક) મનુષ્ય રાજાની સેવા અષ્ટ પુટવાળા શુદ્ધ વસ્ત્રવડે મુખને ઢાંકીને કરે છે; તે રીતે મુનિ પણ ભક્તિનિમિત્તે જિનાયતને જાય છે, પણ આશાતનાદિકના ભયથી રોકાતા કે રહેતા નથી. ૧૪૮

મુનિને ચૈત્યમાં ન રહેવાના વિશેષ કારણ કહે છેઃ—

આ શરીર સ્નાનાદિવડે પવિત્ર કર્યું હોય તોપણ તે દુરભિગંધવાળા પ્રસ્વેદને સવ્યા કરે છે વળી અધોવાયુનો નિર્ગમ અને શ્વાસોચ્છ્વાસવડે મુખમાથી વાયુનો નિર્ગમ થયાજ કરે છે, તેથી જિનમંદિરમાં સાધુ રહેતા નથી અથવા શ્રુતસ્તવ કહ્યા પછી ત્રણ શ્લોકવાળી સ્તુતિ કહેતાં સુધી ચૈત્યમાં રહેવાની તેમને અનુજ્ઞા છે. કારણવશે વધારે વખત પણ રહેવાની આજ્ઞા છે. બહુશ્રુતોએ સકારણ તેવી આચરણા કરેલ છે, તેથી ચતુર્થીની પર્યુષણા (સંવત્સરી) કર્યાની જેમ તે અવિરૂદ્ધ છે. ૧૪૯–૫૦.

એ રીતે ચૈત્યમાં રહેવાની હકીકતનો વ્યુદાસ કરીને ત્યાંજ વ્યાખ્યાન કરવાનો વિધિ કહે છે·—

નિશ્રાકૃત ચૈત્યમાં ગુરૂમહારાજ વ્યાખ્યાન માટે પોતાના કેટલાક પરિણત મુનિઓ સાથે રહે અને બીજા શિષ્યો વિગેરેને વસતિ (ઉપાશ્રય)માં મોકલી આપે. જો અનિશ્રાકૃત ચૈત્ય હોય તો બધા પરિવાર સાથે ત્યાં રહીને ઉપદેશ આપે ૧૫૧. ચૈત્ય શાશ્વતાદિ ચાર પ્રકારે છે તે આ પ્રમાણે—નંદીશ્વરદ્વીપાદિમા છે તે શાશ્વત

ચૈત્ય, બીજુ ભક્તિચૈત્ય ( અશાશ્વત ) તેના બે પ્રકાર છે ૧ નિશ્રાકૃત ને ૨ અનિશ્રાકૃત તેમા નિશ્રાકૃત તે અમુક સાધુની નિશ્રાએ બધાવેલુ તેમ જ તેની સત્તાવાળુ અને અનિશ્રાકૃત ચૈત્ય તે કોઈપણ સાધુની સત્તા વિનાનુ શ્રી સઘની સત્તાવાળુ ત્રીજુ મગળચૈત્ય તે મથુરા નગરીમા દરેક ઘરના ઉત્તરગમા જિનમૂર્તિરૂપે કરાવેલુ તેમ કરાવે તે સમજવુ ચોથુ સાધર્મિક ચૈત્ય તે સાધર્મી બધુઓની મૂર્તિવાળુ સમજવુ ૧૫૧

નિશ્રાકૃત ચૈત્યમા મુનિ પરિવાર સાથે કેમ ન રહે ? તેના ઉત્તરમા કહે છે કે–તે ચૈત્યમા અવસન્ના–ચારિત્રથી થાકેલા (શિથિલ થયેલા) મુનિઓ પણ આવે ને રહે તેથી તેના પરિચયમા સામાન્ય સાધુએ આવવુ યોગ્ય નહીં તેટલા માટે ત્યા માત્ર પરિણત મુનિઓ સાથે દેશના દેવા જેટલો વખત જ રહે સામાન્ય સાધુ એવા શિથિલાચારીના પરિચયમા આવે તો તેને જોઈને વિચારે કે–' આ આવા શિથિલાચારી છતા લોકોમા વદાય પૂજ્ય છે, તો પછી આપણે આવા મલમલિન ગાત્રને ઉપધિવાળા શામાટે રહેવુ ? આવા વિચારો થવાથી તેના દ્રવ્યચારિત્રમા ને ભાવચારિત્રમા બંનેમા ભગ પડે, તેમના પરિચયમા નવદીક્ષિત શિષ્યોને કે અતિપરિણત મુનિઓને આવવા દેવા નહીં તેજ ખાસ કારણ છે ૧૫૩-૪

હવે શ્રાવક વિધિપૂર્વક ત્યા ગુરુવદન કરીને, ધર્મોપદેશ સાભળીને, ત્યારપછી શુદ્ધરીતે ગૃહવ્યવહારમા જોડાય ૧૫૫.

વિશેષાર્થ–શ્રાવક વિધિપૂર્વક એટલે ત્રણ નિસિહી વિગેરે દશ ત્રિક જિનમદિરમા જાળવતો અને એક દર ગુરુવદનના ૪૯૨ સ્થાનકને ગુરુવદનમા અમલમા મૂકતો ગુરૂમહારાજ પાસે દેશના સાભળીને પોતાને સ્થાનકે આવી આગળ કહેશુ તે રીતે કર્માદાન

સંબંધી વ્યાપાર અને કૂટ ક્રયવિક્રયાદિ રહિત સ્વકુલોચિત એવો શુદ્ધ વ્યાપાર કરે

ધર્મશ્રવણ નામના ૧૩ મા દ્વાર પછી ૧૪ મુ વ્યવહારશુદ્ધિ નામનું દ્વાર છે. તેમા પ્રથમ ૧૫ કર્માદાન વર્જવા કહ્યા છે. તે બતાવે છે–૧ લાખ, મણશિલ, ગળી, ધાવડી. ટંકણખાર વિગેરેનો વ્યાપાર તે લાખવાણિજ્ય ૨ વિષ, લોહાસ્ત્ર, હળયંત્ર હરિતાળ વિગેરેનો વ્યાપાર તે વિષવાણિજ્ય, અહીં ગાથાનાં લોહનું ખાસ જુદુ ગ્રહણ કર્યું છે. તે તેને અતિ સાવધાન રહેવાના હેતુભૂત બતાવવા માટે છે. ૩ શકટ કર્મ તે ગાડાં વિગેરેનુ ઘડવુ, ખેડવુ, વેચવુ વિગેરે. ૪ ઇંગાળ કર્મ તે ઇંગાળ, ભઠ્ઠી. કુંભાર, લુહાર ને સોનારનું કર્મ–ઇંટ ચુનો વિગેરે પકાવવાનું કર્મ. ૫ વનકર્મ તે છેદેલ વગરછેદેલ વન, પત્ર, પુષ્પ, ફળ તેના વિક્રય સંબંધી તેમજ અનાજ દળાવી આપવુ વિગેરે કાર્યોવડે આજીવિકા કરવી તે. ૬ ગાડા, બળદ, પાડા. ઉંટ, ગધેડા, ખચ્ચર. ઘોડા વિગેરેથી ભાર વહન કરાવવાવડે આજીવિકા તે ભાટક કર્મ. ૭ તળાવ, કુવા વિગેરે ખોદાવવા, શિલાઓ ફોડાવવી. પથ્થરોને ખાણમાંથી છુટા પડાવવા તે સ્ફોટ કર્મ. ૮ કોઇપણ જીવના દાંત, કેશ, નખ, શૃંગ, ત્વચા, રોમ, કોડા, શંખ અને છીપાદિનો વ્યાપાર તે દંતવાણિજ્ય. ૯ માખણ. ચરબી, મધ ને મદિરાદિનો વ્યાપાર તે રસવાણિજ્ય, ૧૦ દ્વિપાદ તે દાસ દાસી ને ચતુષ્પદ તે હાથી ઘોડા બળદ વિગેરે તેનો વ્યાપાર તે કેશ વાણિજ્ય ૧૧ બળદાદિકના નાક વીંધાવવા, અંકાવવા. મુષ્કનો છેદ કરાવી નપુંસક બનાવવા, પીઠ ગળાવવી, કર્ણછેદ કંબળછેદ કરાવવા તે નિર્લાંછન કર્મ. ૧૨ તિલ, સરસવ, શેરડી,

એરડી વિગેરેને તેમજ જળયંત્રને પીડવુ-પીલવુ-ચલાવવુ તે યંત્રપીલણ કર્મ ૧૩ સરોવર, દ્રહ, કુંડ, તળાવ વિગેરેનુ શોષણ કરાવવુ તે સરદ્રહતળાવશોષણકર્મ ૧૪ કોઈ કાળે ક્ષેત્રાદિકમા અથવા વનમા દાહ દેવરાવવો તેમજ પુણ્યબુદ્ધિએ ડુંગર બાળવો તે દાવાગ્નિદાપનકર્મ ૧૫ સારિકા, સુક, બિલાડી, કુતરા વિગેરે હિંસક પશુપક્ષીઓનુ દ્રવ્ય મેળવવા માટે પોષણ કરવુ અથવા દાસી વિગેરેનુ પોષણ કરવુ તે અસતીપોષણકર્મ—આ પંદર કર્માદાન તેમજ ઉપલક્ષણથી કોટવાળ વિગેરેની નોકરી શ્રાવકે અવશ્ય વર્જવી ૧૫-૫૭

હવે કૂટવાણિજ્યનો નિષેધ કરવા માટે તે સમજાવે છે— ખોટા એટલે ઓછાવત્તા-લેવાદેવાના જુદા-તોલા, માન ને માપ કરવા-કરી રાખવા ને તેનો વસ્તુ લેવાદેવામા ઉપયોગ કરવો વધારે તોલ માન માપથી લેવુ અને ઓછા તોલ માન માપથી દેવુ તેમજ તત્પ્રતિરૂપ એટલે કોઈપણ ચીજ, ઘૃત, મજીઠ વિગેરે વસ્તુઓમા તેના જેવી ઓછી કિંમતની બીજી વસ્તુઓ ભેળવીને વેચવી આ કૂટ ત્યાદિ વાણિજ્ય લોકમા-સામાન્ય જનમા પણ નિંદિત છે અને લોકોત્તર મા પણ અલ્પ ગ્રાવક છતા નિંદિત છે તેથી તેની ક્રિયા-તેનો વ્યાપાર વર્જવો ૧૫૭

ઉત્તરોત્તર ગુણવાન મનુષ્યો માટે વ્યવહારશુદ્ધિ ઘી તો ખાસ આવશ્યક છે ઉપર જણાવેલી વ્યવહારશુદ્ધિ મન વચન કાયાની અવકતારૂપ તે ધર્મનું મૂળ કારણ છે, અને સર્વ તીર્થંકરોએ કહ્યુ છે વ્યવહાર શુદ્ધિમા લુબ્ધ એવા મનુષ્યો નો ધર્મ શુદ્ધ થાય છે આમ સ્પષ્ટ કહેલ હોવાથી અને

વ્યવહારશુદ્ધિવડેજ અર્થશુદ્ધિ થતી હોવાથી તેને ધર્મનું મૂળ કહેલ છે. ૧૫૯.

વળી શુદ્ધ એવા અર્થથીજ આહાર શુદ્ધ ( નિર્દોષ ) થાય છે અને શુદ્ધ આહારથી દેહશુદ્ધિ થાય છે. કદી બાહ્યમળ હોય તો પણ ભગવંતની આજ્ઞા પ્રમાણે વર્તવાથી કર્મમળ ( અંતર મળ ) દૂર થાય છે. ૧૬૦.

વળી શુદ્ધ દેહવડે ધર્મને યોગ્ય થાય છે. જેમ પ્રક્ષાલિત દેહવાળો સારા વસ્ત્રાલંકારાદિકને યોગ્ય થાય છે તેમ આ શુદ્ધ ધર્મદેહવાળો ધર્મરત્નરૂપ અલંકારાદિકને યોગ્ય થાય છે. ત્યારપછી દેવાર્ચા, દાન, અનુષ્ઠાનાદિ જે જે કૃત્ય કરે છે તે બધાં સફળ થાય છે, એટલે સ્વર્ગ ને મોક્ષપ્રાપ્તિરૂપ ફળને આપનાર થાય છે. ૧૬૧.

કહ્યું છે કે-તપ નિયમ ને શીલથી અલંકૃત અને સદ્ગુણી એવા જે સુશ્રાવકો હોય છે તેમને નિર્વાણના કે વૈમાનિકના સુખ દુર્લભ નથી. હવે વ્યતિરેકથી કહે છે કે-અન્યથા વ્યવહાર-શુદ્ધિ રહિત જે જે કૃત્ય-વ્યાપાર શ્રાવક કરે તે તે સર્વ નિરર્થકજ થાય. સરલપણાથી સાધ્ય એવો જૈનધર્મ વ્યવહારશુદ્ધિવિના થઈ શકે નહી. વળી એવી રીતે વર્તનાર શ્રાવક જૈનધર્મની અન્ય વિવેકી લોકપાસે નિંદા કરાવે, નિંદા કરાવવાના કારણભૂત થાય. ધર્મની ખિંસા અથવા નિંદા કરવા-કરાવવાથી પોતાને અને પરને પ્રકૃષ્ટ દુર્લભબોધિપણું પ્રાપ્ત થાય અને અનંતસંસારીપણું થાય ૧૬૨-૬૩.

છેદગ્રંથમાં પણ કહ્યું છે કે-" તીર્થંકર, પ્રવચન, શ્રુત, આચાર્ય, ગણધર અને મહર્દ્ધિકની બહુ પ્રકારે આશાતના કરતો

અભિનિવેશવડે કરીને મહા પ્રાયશ્ચિત્તનો ભાગી થાય." અહીં આશાતના પ્રવચનના અવર્ણવાદરૂપ પોતાની કરેલી અથવા પોતાને નિમિત્તે બીજાની કરેલી સમજવી તેના પરિહારના ઉપાયમા બહુ રીતે પ્રયત્ન કરવો આ પ્રસગ ઉપર શ્રી વીરપ્રભુનુ દૃષ્ટાત આપે છે

શ્રી વીરપરમાત્મા છદ્મસ્થાવસ્થામા પોતાના પિતાના મિત્ર દુઇજ્જતગ નામના તાપસના આશ્રમમા તેમના આગ્રહથી ચતુર્માસ રહ્યા તે વખતે અન્યત્ર ઘાસ ન મળવાથી વીરપ્રભુ રહેલા તે આશ્રમના તૃણો ખાવા માટે ગાયો આવવા લાગી પ્રભુ તો તેનુ નિવારણ કરતા નહોતા, પણ બીજા તાપસો પોતાના આશ્રમ પાસેથી લાકડી વિગેરેથી તેને મારીને કાઢતા હતા તેમણે કુળપતિ પાસે આવીને કહ્યુ કે-'આ તમારો વલ્લભ મનુષ્ય કેવો છે કે જે પોતાનો આશ્રમ પણ જાળવતો નથી ?' એટલે કુળપતિ પ્રભુપાસે આવ્યા ત્યા વિનષ્ટપ્રાય થઈ ગયેલ આશ્રમને જોઇને તેણે પ્રભુને કહ્યુ કે-'આ પક્ષીઓ પણ પોતાનો માળો જાળવે છે તો તમે કેમ જાળવતા નથી ?' આમ કહીને કુળપતિના ગયા પછી પ્રભુએ વિચાર્યું કે-'આ દુર્લભબોધિ તો છે પણ અનતમાર્ગીપણ ન પામે' એમ વિચારી વર્ષાકાળ વ્યતીત થયે (કલ્પસૂત્રના કથન પ્રમાણે ચોમાસામાજ) પ્રભુ ત્યાથી વિહાર કરી અસ્થિક ગ્રામે ગયા ત્યા બ્રહ્મરાક્ષસને પ્રતિબોધ પમાડ્યો " આ પ્રભુની આશાતના ન કરવા દેવા ઉપર દૃષ્ટાત સમજવુ

આ પ્રમાણે વ્યવહારશુદ્ધિના વિષયમા અન્વય વ્યતિરેક બતાવીને હવે વિશેષ ઉપદેશ આપે છે-તે કારણ માટે વિચક્ષણ શ્રાવકે તેવા પ્રકારની પ્રવૃત્તિ સર્વ પ્રયત્નવડે કરવી કે જેથી કોઈ અબુધ ધર્મની નિદા નજ કરે કુશીળ મનુષ્યો, જુગટીઆ, પાર

હારિક, નટવિટ વિગેરેની સોબત—તેમને સંસર્ગ ધર્મની નિંદા કરાવવાનું કારણ છે અને આ લોકમાં ને પરલોકમાં મહાદુઃખને આપનાર છે તેથી તે વર્જવો. કહ્યું છે કે–‘ વ્યાધિ આવે તે સારો, મરણ સારૂં, દરિદ્રપણુ પ્રાપ્ત થાય તે સારૂં અથવા અરણ્યમાં જઇને વસવું સારૂ પણ કુમિત્રનો સંગ સારો નહીં.’ તે ઉપર દૃષ્ટાંત કહે છે કે–‘હળાહળ વિષ ખાવાથી જેમ તે પ્રાણને હરે છે, તેમ કુમિત્રનો સંગ નિઃશંસયપણે દુઃખનો હેતુ થાય છે. વળી વિષાદિક તો એક ભવમાં મૃત્યુ પમાડે છે, પણ કુમિત્રનો સંગ (સંયોગ) તો જન્મ જન્મમાં (અનેક જન્મમા) દુઃખને આપનાર થાય છે.’ ૧૬૪-૬૮.

જેમ કુમિત્રના સંગમથી પ્રાણી દુઃખને પામે છે તેમ સુમિત્રના સંગમથી પ્રાણી સુખને પામે છે. અહીં દિવાકરનુ દૃષ્ટાંત છે તે આ પ્રમાણે—

આ ભરતક્ષેત્રમા બંગદેશમા વિશ્વાપુરીમા **જયરાજાના ચતુર્ભુજ** નામના પુરોહિતને **દિવાકર** નામનો પુત્ર થયો હતો, પણ તે અત્યંત વ્યસની હતો પુત્ર પણ ગુણવાન હોય તો જ સુખ આપનાર થાય છે કહ્યુ છે કે–“ ગર્ભમાથી ગળી જાય તે સારો, યોગ્ય સમયે સ્ત્રીસેવન કરવું જ નહીં તે સારૂ, જન્મીને તરત મરી જાય તે સારો અથવા પુત્રીજ થાય તે સારી; સ્ત્રી વંધ્યાજ રહે તે સારૂં, તેમજ ગૃહવાસમા પ્રવૃત્તિ જ ન કરવી તે સારી, પણ રૂપ, દ્રવ્ય અને બળવાળો છતાં પણ મૂર્ખ પુત્ર સારો નહી”

દિવાકરના પિતાએ મરણ પામતી વખતે પુત્રને કહ્યુ કે–‘ હે પુત્ર ! સત્સંગ કરજે, કુસંગ કરીશ નહી.’ કહ્યુ છે કે–“ જે

જેની સાથે લાંબો કાળ વસે છે તે તેના જેવો થાય છે કુસુમની સાથે લાંબો વખત રહેવાથી તલ પણ સુગંધી થાય છે વળી આંબાના ને લીંબડાના મૂળ જમીનમાં એકઠા થયા ત્યાં લાંબા વખતના સંસર્ગથી વિનષ્ટ થઈને આંબો લીંબડાપણાને પામી ગયો ”

દિવાકરે પિતાની શિખામણ માન્ય કરી તત્કાળ તેને પુરોહિતપણુ મળ્યુ, પણ કેટલેક દિવસે તે સ્થાનથી ચ્યુત થયો, તેથી કોઈ ગામડામાં જઈને કોઈ વૃદ્ધ ઠાકોરની સેવા કરવા લાગ્યો તેના સેવક **પિંગળની** સાથે મિત્રાઈ થઈ પછી તેની સ્ત્રી **મિત્રસેના** સાથે પણ સ્નેહ થતા રાજા વિગેરેને પ્રસન્ન કરવા લાગ્યો અન્યદા રાજાએ **समानशीलव्यसनेषु सख्य** એ ચોથુ પાદ કરીને કહ્યુ કે–‘ જે આ સમસ્યા પૂરશે–આદીના ત્રણ પદને તેને અનુસરતા બનાવી આપશે તેને વર આપવામાં આવશે.’ આ પ્રમાણે સાંભળીને દિવાકરે તે સમસ્યા નીચે પ્રમાણે પૂરી

**मृगा मृगै सगमनुव्रजन्ति, गावश्च गोभिस्तुरगास्तुरगै ।**
**मूर्खाश्च मूर्ख सुधिय सुधीभि , समानशील्व्यसनेषु सख्य ॥**

“ મૃગ મૃગની સાથે સંગત કરે છે, ગાય ગાયની સાથે અને ઘોડા ઘોડાની સાથે સંગત કરે છે, તેમજ મૂર્ખો મૂર્ખની સાથે અને બુદ્ધિમાનો બુદ્ધિમાનની સાથે મિત્રાઈ કરે છે અર્થાત સરખા આચારવાળા તેમજ સરખા વ્યસનવાળાને વિષેજ મત્રી થાય છે ”

તે સાંભળીને પ્રસન્ન થયેલા રાજાએ કહ્યુ કે–‘ હે ભદ્ર ! તને શુ આપુ ? ’ એટલે દિવાકરે કહ્યુ કે–‘ મા દારિદ્ર્ય દૂર કરો ’ રાજાએ તેને ૭૫૦ ગામ આપ્યા ત્યારપછી એક વખત

રાજાએ પિંગળદાસની જીવ્હા છેદી નાખવાનો હુકમ કર્યો હતો તે વખતે દિવાકરે તેને જીવિતદાન અપાવી તેની ઉપર ઉપકાર કર્યો. એકદા મયૂરના માંસનો દોહદ પૂરવાવડે મિત્રસેના દાસી ઉપર ઉપકાર કર્યો.

અન્યદા રાજાના કોપાયમાન થવાથી જીવિતનો સદેહ પ્રાપ્ત થયે સતે પિંગળે કે મિત્રસેનાએ દિવાકરને કોઈપણ મદદ ન કરી. તેટલા ઉપરથી કુસંગતિની પરીક્ષા કરીને દિવાકર મંગળપુર ગયો અને ત્યાના રાજા **પૂર્ણચંદ્ર**ના પુત્ર **ગુણચંદ્ર** કુમારની સેવા કરવા લાગ્યો એકદા કુમાર વિપરીત શિક્ષાવાળા અશ્વ ઉપર બેસતાં તે અશ્વ કુમારને અટવીમાં લઇ ગયો. કુમાર તૃષાક્રાંત થયો તે વખતે દિવાકર પણ સાથે હતો તેની પાસે પાકાં ત્રણ આમળાં હતા દિવાકરને કુમારે કહ્યુ કે-'તું મને પાણી ગમે ત્યાંથી લાવીને પા.' પરંતુ કોઈ જગ્યાએથી પાણી ન મળવાથી કુમારને ત્રણ આમળાં ખાવાં આપ્યાં, તેથી તે તૃપ્ત થયો અને દિવાકર ઉપર સંતુષ્ટ થયો. બન્ને સાથે તેના નગરમાં આવ્યા. કુમાર વિચારે છે કે–'દિવાકરે આપેલા ત્રણ આમળાનું મૂલ્ય આંકી શકાય તેમ નથી, કારણકે તેનાવડે મારૂં જીવિત રહ્યું છે.'

ત્યારપછી કેટલેક વખતે તે ગુણચંદ્ર રાજા થયો, તેણે દિવાકરને મંત્રી બનાવ્યો. રાજાને એક પુત્ર થયો. તે દરરોજ પરિવાર સાથે દિવાકરને ત્યાં જાય છે. હવે દિવાકર વિચારે છે કે–' જો રાજા મારા મહાન્ દોષને પણ સહન કરે તો મને તેનામાં ઉત્તમપણાની ખાત્રી થાય.' આમ વિચારીને એકદા તેણે રાજ-પુત્રને લાગ જોઇને ઘરના ભોંયરામાં સંતાડી દીધો ભોજન-સમયે રાજાએ કુમારને શોધ્યો પણ તેનો પત્તો લાગ્યો નહીં.

પરિજનોએ રાજાને કહ્યુ કે 'અમે મંત્રીના ગૃહમા પ્રવેશ કરતા કુમારને જોયો છે ' રાજાએ કુમારની શુદ્ધિ મેળવવા માટે પડહ ફેરવ્યો હવે દિવાકરે મનોરથ શ્રેષ્ઠીને ઘર જઇને તેને એકાંતમા કહ્યુ કે-' હે શ્રેષ્ઠી ! મારી સ્ત્રીને તેવો દોહદ થવાથી મે ઉન્મત્ત થઇને રાજકુમારને મારી નાખ્યો છે ભક્ષવૃત્તિથી એવુ અકાર્ય કરી નાખ્યુ છે ' પછી વસંતસેના નામની વેશ્યાને ત્યા જઇને પણ તે વાત કરી એ બને ઉત્તમ હોવાથી તેમણે બંને એ-શ્રેષ્ઠી ને વેશ્યાએ રાજાપાસે જઇને કહ્યુ કે-' અમે રાજકુમારને મારી નાખ્યો છે ' તે સાભળી રાજાએ તે બંનેને અભયદાન આપવાવડે સુસગતિની પરીક્ષા કરીને રજાવી પછી મંત્રીએ રાજાને પોતાને ત્યા જમવા બોલાવ્યા રાજાએ ભોજન કર્યા પછી વસ્ત્રાલંકારયુક્ત રાજકુમારને લાવીને તેમના ખોળામા મૂક્યો રાજાએ વિસ્મય પામીને હર્ષિત ચિત્તે પૂછ્યુ કે-' આ શુ કર્યુ ?' દિવાકર બોલ્યો કે-' ' હે સ્વામિન ' તમારુ ઉત્તમ મન્ત્ર જોવુ હતુ, તેને માટે આ ક્રિયા કરી '

અન્યદા તે નગરના ઉદ્યાનમા આનંદ નામના સૂરિ પધાર્યા તે હકીકત સાભળીને દિવાકર તેમની પાસે ગયો વાદીને બેઠો પછી પૂછ્યુ કે- હે સ્વામી ! મિત્રોત્તમપણુ કઈ જગ્યાએ હશે ?' ગુરુએ કહ્યુ કે-' સાભળ-ક્ષિતિપ્રતિષ્ઠિત નામના નગરમા જિતશત્રુ નામે રાજા હતો તેને સોમદત્ત નામે મંત્રી હતો તેણે ત્રણ મિત્ર કર્યા હતા એક સહમિત્ર, બીજો પર્વમિત્ર ને ત્રીજો પ્રણામમિત્ર સહમિત્ર સાથે રોજ આનંદ કરતો હતો, પર્વમિત્રને પર્વ દિવસે બોલાવી આનંદ આપતો હતો અને પ્રણામમિત્ર સાથે તો જ્યારે મળે ત્યારે પ્રણામ કરવા પૂરતીજ

મિત્રાઈ હતી. અન્યદા તે મંત્રી ઉપર રાજા રૂષ્ટમાન થયો, એટલે તે ભયભીત થઇને એકલો સહમિત્ર પાસે ગયો અને પોતાને બચાવવા કહ્યુ તે મિત્ર બોલ્યો કે–'આપણી મૈત્રી તો ત્યાં સુધીજ સમજવી કે જ્યાંસુધી રાજા રૂષ્ટમાન ન થાય. રાજા રૂષ્ટમાન થાય ત્યારે હું તમને જરાપણ સહાય આપી શકું નહીં, માટે મારી પાસેથી ચાલ્યા જાઓ.' પછી તે પર્વમિત્રને ત્યાં ગયો ને પોતાને બચાવી લેવા કહ્યુ. તેણે બે ઘડી આશ્વાસન આપીને કહ્યુ કે–'તમને મારે મદદ કરવી જોઇએ પણ જ્યાં રાજા કોપ્યો છે ત્યાં મારો ઉપાય ચાલી શકે તેમ નથી તેથી લાચાર છુ' આવો જવાબ મળતા તે નિરાશ થઇને પ્રણામમિત્ર પાસે ગયો. તે ઉત્તમ હોવાથી તેણે પૂછ્યુ કે–'તમારી આવી અવસ્થા કેમ થઇ છે?' એટલે સોમદત્તે કહ્યુ કે–'મારી ઉપર રાજા કોપાયમાન થયેલ છે' પ્રણામમિત્રે કહ્યું કે–'કાંઈ ચિંતા નહીં, તમારે સર્વથા ભય ન કરવો, મારી પાસે રહેવું ને હું કહુ તેમ કરવું, જેથી રાજા કાંઇ કરી શકશે નહી વળી હું રાજાને પણ મનાવી લઇશ' આમ કહેવાથી તે ત્યા સ્થિર થઇને નિશ્ચિંતપણે રહ્યો.

આ પ્રમાણે કથા કહીને આચાર્યે કહ્યુ કે–'આ કથામાં કહેલ નિત્યમિત્રસમાન શરીર સમજવુ. તેનુ નિરંતર પોષણ કર્યા છતા કર્મરાજા કોપે ત્યારે તે સહાયક થતુ નથી. પછી પર્વમિત્રસમાન પરિવાર સમજવો. તેનુ સારી રીતે પોષણ કર્યું હોય છતા કર્મરાજા કોપે ત્યારે તે માત્ર આશ્વાસન આપે છે, બીજું કાંઈ કરી શકતા નથી. ત્રીજો પ્રણામમિત્ર તે ધર્મ સમજવો. અંતસમયે પણ તેને શરણે જવાથી તે સદ્ગતિએ

પહોચાડે છે અને પ્રાતે કર્મગજના ભનથી મુક્ત કરે છે ”

આ પ્રમાણે કથા સાભળીને દિવાકરે દીક્ષા લીધી અનુક્રમે નર ને સુરપણાની ઋદ્ધિ પામીને પ્રાતે મોક્ષે જશે આ પ્રમાણે ઉત્તમની સેવા કરવા ઉપર દિવાકરની કથા કહી

ઉપર પ્રમાણે સુમિત્ર કુમિત્રના પ્રસગનુ ફળ દૃષ્ટાતદ્વારા બતાવીને હવે સત્સગ કરવાનો ઉપદેશ આપે છે —

‘આત્માનુ હિત ઇચ્છનારા મનુષ્યોએ જે શીળસયુક્ત, ગીતાર્થ અને પાપભીરૂ હોય તેવા ગુરૂને સર્વથા મિત્ર કરવા અથવા સદાચારી અને શીળસયુક્ત એવા ગૃહસ્થની સગત કરવી ’ ૧૭૦

‘લોકાપવાદથી ભીરૂપણુ, દીનજનોનો ઉદ્ધાર કરવામા આદર, કૃતજ્ઞતા અને સુદાક્ષિણ્ય-તેને સદાચાર કહેલ છે ’ વળી કહ્યુ છે કે —

‘વિપત્તિમા દઢ રહેવુ, મોટા માણસોને પગલે ચાલવુ ન્યાયવૃત્તિને પ્રિય કરવી, મલિન વિચારો ન કરવા અસજ્જન (દુર્જન)ની કદી પણ પ્રાર્થના ન કરવી અને મિત્ર પણ અલ્પ ધનવાળો હોય તો તેની પાસે કાઈ ન માગવુ આવુ અસિધારા જેવુ વિષમ વ્રત-આચરણ સજ્જનોને કોણે બતાવ્યુ હશે ?”

સૂત્રાર્થને જાણનાર એવા મુનિને ગીતાર્થ જાણવા, કહ્યુ છે કે–‘ ગીત એટલે સૂત્ર અને અર્થ એટલે તેનુ વ્યાખ્યાન-તેવા ગીતવડે અને અર્થવડે ગીતાર્થ જાણવા તેની પર્યુપાસના કરવાથી શ્રાવક પણ ગીતાર્થ-પ્રવચનકુશળ કહેવાય છે વળી તે

ગુરૂ પાપભીરૂ એટલે જેથી ગાઢ કર્મબંધ થાય એવા તીવ્ર આરંભના ત્યાગી હોય છે.

" સુશ્રાવક તીવ્રારંભનો વર્જક હોય, ધર્મકાર્ય પણ ફળની ઈચ્છા વિના કરનારો હોય અને નિરારંભી એવા મુનિજનની સ્તુતિ કરનારો તેમજ સર્વ જીવોપર દયાળુ હોય."

આ પ્રમાણે હોવાથી એવા પરમ ધાર્મિક અને વિશ્વાસના સ્થાનરૂપ **મિત્ર** મન વચન કાયાથી ઉભય લોકનું હિત ઇચ્છનારાએ કરવા.

એ રીતે ચૌદમું દ્વાર પૂર્ણ થયું. હવે પંદરમું ભોજન દ્વાર કહે છેઃ—

ઉપર બતાવ્યા પ્રમાણે ન્યાયવ્યાપાર કર્યા પછી મધ્યાન્હ સમય રૂપ ભોજન વેળા થાય ત્યારે શ્રાવક ઘરે આવીને પોતાના ગૃહચૈત્યમા રહેલા જિનબિંબોનુ યથાશક્તિ વંદન પૂજન કરે અને ચૈત્યવંદન કરે. ૧૭૧.

ઘરમા રસવતી તૈયાર થયેલી હોય તેમાંથી અગ્રભાગ પ્રભુપાસે ગૃહચૈત્યમાં ધરીને, પછી સાધુ મુનિરાજને નિમંત્રણ કરે. હવે સાધુ પણ પોતાની મેળેજ આઠ ગોચરચર્યાના ક્રમ પ્રમાણે ઉચ્ચ નીચ ગોત્રમાં ફરતા તે તરફ આવે. એટલે શ્રાવક દૂરથી પોતાના ઘર તરફ આવતા દેખીને સામો જાય. ૧૭૨.

હવે ઘરે આવેલા સાધુને પ્રતિપત્તિ કરવાપૂર્વક પડિલાભે, તેનો વિધિ કહે છે. ક્ષમાદિક દશ પ્રકારના યતિધર્મે સંયુક્ત એવા મુનિને તદ્યોગ્ય આસન નાખીને આસનપર બેસવાની પ્રાર્થના કરે. પછી પરિજન સહિત વંદન કરે. ૧૭૩.

પછી દેશ–મગધાદિ સાધુવિહારને યોગ્ય, ક્ષેત્ર–મવિજ્ઞ જનોથી ભાવુક કે અભાવુક, દ્રવ્ય–સુલભ કે દુર્લભ વસ્તુ, અવસ્થા–સુભિક્ષ દુર્ભિક્ષાદિ, પુરૂષ–આચાર્ય, ઉપાધ્યાય, બાળ, વૃદ્ધ, ગ્લાન, સહનશીળ કે અસહનશીળ–એ બધાનો વિચાર કરીને જેમ વૈદ્ય દેશકાળાદિ વિચારીને વ્યાધિવાળાની ચિકિત્સા કરે તેમ શ્રાવક પણ આહારદાનરૂપ ક્રિયા બધો વિચાર કરીને કરે ૧૭૪

હવે દાનક્રિયામા ઉત્સર્ગ અપવાદ બતાવે છે —

સાધુને પ્રાસુક ને એષણીય આહારાદિની પ્રાપ્તિ થતી હોય અને તેવી રીતે નિર્વાહ થતો હોય તો ૪૨ દોષથી દૂષિત આહારાદિ લેનારને અને આપનારને–બન્નેને સંસારની વૃદ્ધિ અને અલ્પાયુષ્યતાદિના કારણભૂત હોવાથી તે અપથ્ય છે અને અપવાદ માર્ગે તો જેમ રોગીને અમુક અવસ્થાને લઇને પથ્ય પણ અપથ્ય પણે પરિણમે છે અને અમુક અવસ્થાને લઈને અપથ્ય પણ પથ્ય પણે પરિણમે છે તેવી રીતે તેજ આહાર દુર્ભિક્ષ ગ્લાનાદિ અવસ્થામા મુનિનો નિર્વાહ તદ્દન નિર્દોષ આહારથી ન થતો હોય ત્યારે લેનારને અને દેનારને બન્નેને ઉચિતપણાને લઇને પથ્ય તેમજ હિતકારી થાય છે

કહ્યુછે કે–'બધીરીતે સંયમની રક્ષા કરવી અને સંયમ વડે આત્માની રક્ષા કરવી. એવી રીતે કરવાથી અતિપાતથી મૂકાય છે ને પાછી શુદ્ધિ થાય છે તથા અવિરતિ થતી નથી '

આ પ્રમાણે જાણીને આગમના અભિજ્ઞોએ યથાવસરે બહુતર ગુણ ને લાભની કાંક્ષાવડે લેવાતું ને દેવાતુ અન્નાદિ દોષ માટે થતુ નથી ૧૭૫.

આ પ્રમાણે ઉત્સર્ગ તથા અપવાદ બતાવીને હવે જે કરવા યોગ્ય છે તે કહે છે—એ રીતે દેશ, ક્ષેત્ર વિગેરેને જાણીને શ્રાવક પ્રાસુકને એષણીય આહાર જેવો જેને યોગ્ય હોય તેવો તેને આપે અર્થાત્ ગ્લાન બાળ વિગેરેને ઉદ્ગમાદિ દોષ રહિત આહાર આપે. ૧૭૬.

સોનું રૂપું કે સોપારીવિગેરે સચિત્ત જે ગુરૂ પાસે ધરાયું હોય તેનો તો મુનિએ પરિહાર કરવા યોગ્ય છે. તે શિવાય જે લેવા યોગ્ય છે તે કહે છે—

**અશન** ઓદનાદિ, **પાન** સૌવીરાદિ, **ખાદિમ** દ્રાક્ષ ખર્જૂરાદિ, **સ્વાદિમ** સુંઠ મરી વિગેરે, **ઔષધ** એક વસ્તુથી બનેલુ. **ભૈષજ** ઘણી ઔષધિઓથી બનેલું—જે પ્રાસુક અને એષણીય હોય તે ગ્રહણ કરવુ. અહીં શુદ્ધ દાન એકાંત નિર્જરાના ફળવાળુ હોવાથી તેની પુષ્ટિ કરી છે. ૧૭૭.

એ રીતે દેહના ઉપગ્રહભૂત દાનસંબંધી કહીને હવે સંયમના ઉપગ્રહભૂત દાનસંબંધી કહે છે—

એવી જ રીતે વસ્ત્ર, પાત્ર, પુસ્તક, કંબળ, રજોહરણ, દંડ અને શય્યા (વસતિ) વિગેરે સર્વ ઉદ્ગમાદિ દોષ રહિત મુનિરાજને આપે ૧૭૮

વસ્ત્રો આત્મપ્રમાણ લાંબા અને અઢી હાથ પહોળા સમજવા. તેમા બે સુતરના ને એક ઉનનું જાણવું તૃણ ગ્રહણ અને અનલસેવાના નિવારણ માટે તેમજ ધર્મ ને શુક્લ ધ્યાન ધ્યાવાની અનુકૂળતા માટે વસ્ત્રનું ગ્રહણ કરવાપણું છે. તેમજ ગ્લાનાદિ અવસ્થા માટે પણ જરૂર છે.

પાન બે પ્રકારે છે પાત્રાઓ અને કુંડી પુસ્તક પણ જાણી-તુ છે કબળ ઉનની બનેલી હોય છે પાદપ્રોછન રજોહરણને કહે છે દડ એટલે દાંડો, અઢી હાથ પ્રમાણ તે સસ્તારક અને શરીર પ્રમાણ તે શય્યા–અન્ય શબ્દથી મુખવસ્ત્રિકા વિગેરે ઉદ્ગમાદિ દોષરહિત સર્વ ઉપગરણ શ્રવકે સાધુને આપવા, સુપાત્રદાનમા શામાટે આટલો બધો યત્ન કરવો ? તે કહે છે –

જે કારણ માટે સુપાત્ર દાન દેવાથી વિશિષ્ટ વિશિષ્ટતર સુખની પ્રાપ્તિરૂપ કલ્યાણ થાય છે વળી ઉત્તમ બોધિ એટલે જન્માતરમા ઉત્તમ ધર્મની પ્રાપ્તિ થાય છે આ નબધમા વિપાક નામના અગ્યારમા અગના સુખવિપાક નામના બીજા શ્રુતસ્કધમા દશ અધ્યયનો કહ્યા છે તેના નામ આ પ્રમાણે છે ૧ સુબાહુ ૨ ભદ્રનદી, ૩ સુજાત, ૪ વાસવ, ૫ જિનદાસ, ૬ ધનપતિ (વૈશ્રમણ), ૭ મહાબળ, ૮ ભદ્રનદી, ૯ મહાચદ્ર ને ૧૦ વરદત્ત સુપાત્રદાનથી આ ભવમા પણ ઉત્તમ ભોગ સપદાની પ્રાપ્તિ થાય છે જેમ શ્રેયાસને તથા મૂળદેવ રાજાને પ્રાપ્તિ થયેલ છે

ઉપર જણાવેલ દશ દૃષ્ટાતોમાથી પ્રથમ સુબાહુની કથા કહે છે.

આ ભરતક્ષેત્રમા હસ્તિશીર્ષ નામનુ નગર છે ત્યા **અદીનશત્રુ** નામે રાજા છે તેને **ધારિણી** નામે રાણી છે તેને અન્યદા સિંહના સ્વપ્નથી સૂચિત પુત્ર થયો તે સર્વાંગસુંદર હોવાથી તેનુ **સુબાહુ** નામ પાડયુ તે પાચ ધાત્રીઓથી પળાતો વૃદ્ધિ પામ્યો. યોગ્યવયે ભણવા મૂક્યો. અધ્યાપકે તેને સારી રીતે ભણાવ્યો અનુક્રમે યૌવન પામ્યો રાજાએ ૫૦૦ મહેલો કરાવીને તેને ૫૦૦ કન્યાઓ સાથે પરણાવ્યો તે બધીમા **પુષ્પચૂલા** મુખ્ય હતી. રાજકુમાર યથેચ્છપણે વિષયસુખ ભોગવવા લાગ્યો એકદા પુષ્પ-

કરંડક નામના તે નગરીના ઉદ્યાનમાં શ્રી વીરપ્રભુ સમવસર્યા. રાજાને વધામણી આવતાં વધામણી લાવનારને ૧૨ાા લાખ દ્રવ્ય દાનમાં આપ્યું. પછી યથાયોગ્ય વાહનમાં આરૂઢ થઈ રાજા અને કુમાર પરિવાર સહિત વંદન કરવા આવ્યા. પ્રભુના ઉપદેશથી પ્રતિબોધ પામતાં કુમારે શ્રાદ્ધધર્મ અંગીકાર કર્યો.

તે વખતે ગૌતમસ્વામીએ પ્રભુને પૂછ્યું કે-'હે સ્વામી ! આ સુબાહુ સુભગ અને સર્વ જનને ઇષ્ટ કયા કર્મથી થયેલ છે ?' એટલે પ્રભુએ કહ્યું કે-'એનો જીવ પૂર્વભવમાં હસ્તિનાગપુરમાં **સૂક્ષ્મ** નામનો વ્યવહારી હતો. એ ગૃહસ્થે ૫૦૦ મુનિઓના પરિવાર સાથે આવેલા **ધર્મઘોષ** આચાર્યના શિષ્ય **સુદત્ત** મુનિને અત્યંત હર્ષિત ચિત્તે માસખમણને પારણે પડિલાભ્યા હતા. અને તેથી ભોગ ફળ કર્મ ઉપાર્જન કર્યું હતું. તે વખતે આકાશમાં દેવદુંદુભિનું વાગવુ, વસ્ત્રની વૃષ્ટિ, સુવર્ણની વૃષ્ટિ, પંચવર્ણ પુષ્પોની વૃષ્ટિ અને અહોદાન અહોદાન એવી ઉદ્‌ઘોષણા રૂપ પાચ દિવ્ય પ્રગટ થયા હતા અને ત્યા એકત્ર મળેલા રાજા વિગેરેએ તેની ઘણી પ્રશસા કરી હતી. તે સૂક્ષ્મ વ્યવહારી મરણ પામીને સૌભાગ્યાદિ ગુણયુક્ત આ સુબાહુ કુમાર થયેલ છે.'

ગૌતમસ્વામીએ ફરીને પૂછ્યું કે-'હે ભગવન ! આ સુબાહુ ચારિત્ર અગીકાર કરશે ?' પ્રભુએ કહ્યુ કે-'કરશે.' હવે એકદા અઠ્ઠમનો તપ કરીને તેણે પૌષધ ગ્રહણ કરેલ છે. તે વખતે તેને વિચાર આવ્યો કે-'તે ગામ, નગર અને રાજા વિગેરેને ધન્ય છે કે જ્યાં શ્રી મહાવીર પરમાત્મા વિચરે છે.' આવા તેના વિચાર જ્ઞાનવડે જાણી વીરપ્રભુ ત્યા પધાર્યા. સુબાહુ કુમારે વંદન કર્યું. પછી પ્રભુનો ઉપદેશ સાભળીને 'હું માતા-

પિતાને પૂછીને દીક્ષા લઈશ ' એમ કહી માતાપિતા પાસે આવ્યો અને દીક્ષા લેવાની રજા માગી તે વખતે તેના માતા પિતાએ ઘણો કલ્પાત કર્યા છતા સુબાહુએ કહ્યુ કે–' હુ સંસારમા રહીશ નહી કારણ કે આ સસાર અનિત્ય છે અને મૃત્યુ બાળને, વૃદ્ધને, યુવાનને, નિર્ધનને, ધનવાનને–કોઈને મૂકતુ નથી. હુ તમારી પહેલા કે પછી ક્યારે મૃત્યુ પામવાનો છુ તે જાણુતો નથી વળી વિવિધ પ્રકારના આધિવ્યાધિનુ ઘર અને જર્જરિત થઈ ગયેલા ઘરની અથવા માટીના ભાડની જેવુ આ શરીર ક્યારે નાશ પામશે તે કહી શકાય તેમ નથી વળી આ સ્ત્રીઓ તથા ભોગ તો તજવા લાયકજ છે ' આ પ્રમાણે ઘણી યુક્તિઓવડે માતાપિતાને સમજાવી–તેના આગ્રહથી એક દિવસ રાજ્યનો સ્વીકાર કર્યો રાજાએ રાજ્યાભિષેક કરીને પૂછ્યુ કે–' તને શુ આપુ ? ' એટલે સુબાહુએ કહ્યુ કે–' રજો હરણુ ને પાત્રા આપો ' પછી બે લાખ દ્રવ્યવડે કુત્રિકની દુકાનેથી તે વસ્તુ મગાવીને ગન્ધોદકવડે દીક્ષા સબધી સ્નાન વિધિપૂર્વક કરાવ્યુ પછી યથાયોગ્ય વસ્ત્રાલકાર ધારણ કરાવીને મો સ્તભવાળી અને એક હજાર મનુષ્યો ઉપાડે તેવી શિબિકામા બેસી આગળ આઠસો આઠનો હાથી, ઘોડા, રથ વિગેરે ચાલતા મોટા પરિવાર સાથે વીરપ્રભુ પાસે આવી વસ્ત્રાલકાર ઉતારી સુબાહુ કુમારે વીરપ્રભુ પાસે ચારિત્ર ગ્રહણ કર્યું

ત્યારપછી છઠ્ઠ અઠ્ઠમાદિ તપ કરતા સુબાહુ મુનિ અ ચાર અગના વેત્તા થયા કાળ કરીને સૌધર્મ દેવલોકમા દેવ થયા ત્યાથી ચ્યવી મનુષ્ય થઈ સનત્કુમારે, ત્યાથી મનુષ્ય થઇને બ્રહ્મ દેવલોકે, ત્યાથી મનુષ્ય થઇને મહાશુક્રે, ત્યાથી મનુષ્ય થઇને

આનત દેવલોકે, ત્યાથી મનુષ્ય થઇને આરણ દેવલોકે, ત્યાથી મનુષ્ય સર્વાર્થે, થઇને ત્યાંથી ચ્યવી ચૌદમે ભવે મહાવિદેહમાં મનુષ્ય થઈ મોક્ષે જશે

ઇતિ સુબાહુ નૃપ કથા

સુબાહુ કુમારની જેમ બીજા નવ અધ્યયનમાં બીજી નવ કથાઓ છે તેમના નગર વિગેરેના નામો આ પ્રમાણે સમજવા. ૧ ઋષભપુર, ૨ વીરપુર, ૩ વિજયપુર, ૪ સૌગંધીપુરી, ૫ કનકપુર, ૬ મહાપુર, ૭ સુઘોષપુર, ૮ ધર્મપુર ને ૯ સાકેતપુર–આ નવ વર્તમાન ભવની નગરીના નામ સમજવા.

૧ ધનાવહ રાજા ને સરસ્વતી, ૨ કૃષ્ણમિત્ર ને શ્રીદેવી, ૩ વાસવદત્ત ને કૃષ્ણા, ૪ અપ્રતિહંત ને સુકૃષ્ણા, ૫ પ્રિયચંદ્ર ને સુભદ્રા, ૬ બળ ને સુભદ્રા, ૭ અર્જુન ને તત્વવતી. ૮ દત્ત ને દત્તવતી અને ૯ મિત્રનંદી ને શ્રીકાંતા–આ તેમના માતપિતાના નામો સમજવા.

એ રાજારાણીના પુત્ર ભદ્રનંદી વિગેરે પૂર્વભવમાં મહાવિદેહક્ષેત્રમાં ૧ પુંડરીકિણી નગરી ને વિજય કુમાર. ૨ ઇષુકારપુરી ને ઋષભદત્ત વ્યવહારી, ૩ કૌશાંબી ને ધનપાળ રાજા, ૪ મધ્યમમિત્રા ને મેઘરથ રાજા, ૫ મણિપતિકા ને મિત્ર રાજા, ૬ સૌમણિપુર ને નાગદત્ત, ૭ મહાઘોષપુરી ને ધર્મઘોષ, ૮ તેગિચ્છિપુરી ને જિતશત્રુ રાજા અને ૯ શતદ્વારપુર ને વિમળવાહન રાજા–એ નવે રાજા વિગેરેએ પૂર્વભવમા મુનિઓને પડિલાભ્યા હતા. તેમને આ ભવમાં ૫૦૦–૫૦૦ સ્ત્રીઓ થઈ હતી તેમણે શ્રી વીરપ્રભુનો ઉપદેશ સાંભળી તેમની પાસે દીક્ષા લીધી અને તેઓ સુબાહુની જેમ ક્રમસર દેવ મનુષ્યના ભવો કરીને ૧૪ મે.

ભવે મોક્ષસુખને પામશે એનુ વિશેષ સ્વરૂપ સુબાહુકુમારની કથામાથી તેની પ્રમાણેજ સમજી લેશુ

હવે શ્રેયાસ કુમારની કથા કહે છે ગજપુર નગરમા **બાહુબલિ** રાજાના પુત્ર **સોમપ્રભ** રાજ્ય કરતા હતા તેમના પુત્ર **શ્રેયાસ** કુમાર નામના હતા એકદા તે નગરમા શ્રી ઋષભ પ્રભુને આવેલા દેખીને તે શ્રેયાસ સન્મુખ ગયો ભગવતને નમસ્કાર કરી, ત્રણ પ્રદક્ષિણા દઈ હર્ષાશ્રુના જળવડે પ્રભુના ચરણને પખાળતા તે હૃદયમા ચિંતવવા લાગ્યો કે-'મે આવુ રૂપ પુર્વે દીઠુ છે' પછી 'ક્યારે દીઠુ છે ?' તે સભારતા તેને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયુ ત્યારપછી ઋષભપ્રભુનો ને પોતાનો પૂર્વભવનો સબધ જાણીને ફરી નમસ્કાર કરી 'મને ભવસમુદ્રમા આ પ્રવહણ મળેલ છે' એમ વિચારવા લાગ્યો તે અવસરે કોઈક માણસ શેરડીના રસના ઘડા તેમને ભેટ કરવા માટે લાવ્યો તે જોઈ શ્રેયાસકુમારે પ્રભુને કહ્યુ કે-'હે સ્વામી ! આ નિર્દોષ એવા ઇક્ષુરસને ગ્રહણ કરો ને મારાપર અનુગ્રહ કરો' પ્રભુએ યોગ્ય વસ્તુ જાણીને હાથ લબાવ્યા શ્રેયાસે ઇક્ષુ-રસ વહોરાવ્યો પ્રભુએ ત્યાજ વાર્ષિક તપનુ પારણ કર્યું તે વખતે ૧૨ાા ક્રોડ સુવર્ણની, શ્રેષ્ઠ રત્નોની, ગન્ધોદકની અને પચવર્ણ કુસુમોની વૃષ્ટિ થઈ 'ભરતક્ષેત્રમા આ અવસર્પિણીમા આ પ્રથમ દાન, સુદાન, મહાદાન થયુ' એવી આકાશવાણી થઈ ત્યારપછી ત્યા આવેલા સોમપ્રભ રાજા વિગેરે લોકોએ શ્રેયાસની ધન્ય અને કૃતપુણ્ય તરીકે પ્રશસા કરી.

શ્રી ઋષભદેવના છદ્મસ્થપણાના એક હજાર વર્ષને અતે તેમના ઘાતિકર્મો ક્ષય પામવાથી તેમને લોકાલોક પ્રકાશક કેવ-

ળજ્ઞાન ઉત્પન્ન થયું. દેવે સમવસરણ રચ્યું. પછી ગજપુરે પધારતાં શ્રેયાંસકુમારે ધર્મ સાંભળીને પ્રભુ પાસે ચારિત્ર અંગીકાર કર્યું. અને ઘોર તપ તપી મોક્ષસુખને પ્રાપ્ત કર્યું. શ્રેયાંસના દાનવિષે કહ્યું છે કે-'સુપાત્રદાન દેવાવડે ઘર ધનવડે ભરાય છે, ત્રણ ભુવન તેના યશવડે ભરાય છે, ઇક્ષુરસવડે પ્રભુના હસ્ત ભરાય છે અને આત્મા નિરૂપમ સુખવડે ભરપૂર થાય છે. આ પ્રમાણે સુપાત્ર-દાન મહાન ફળને આપનાર છે.'

ઇતિ દાનધર્મના ઐહિક ફળ ઉપર **શ્રેયાંસ** કથા.

હવે **મૂળદેવની** કથા કહે છે-આ ભરતક્ષેત્રમાં અવંતિ નામનો દેશ છે. ત્યાં બાર યોજન લાંબી ને નવ યોજન પહોળી ઉજ્જયિની નામે નગરી છે. ત્યાં અતિ રૂપવતી ને કળાકુશળ **દેવદત્તા** નામે ગણિકા રહે છે તે બહુ ધનવાળી છે છતાં **અચળ** નામના સાર્થવાહને જોઇને પોતાને નિર્ધન માનતી સતી તેની સાથે રમે છે.

હવે પાડલીપુર નગરમાં **મૂળદેવ** નામનો રાજપુત્ર સર્વ કળાવાન રૂપવાન અને સમગ્ર ગુણયુક્ત રહે છે, છતાં તેને દ્યૂતનું વ્યસન લાગવાથી રાજાએ અપમાન કરીને કાઢી મૂક્યો છે. તે ફરતો ફરતો ઉજ્જયિનીપુરીએ આવ્યો. તેણે ગુટિકાદિના પ્રયોગવડે અનેક જુદા જુદા રૂપો કરીને અનેક કળાવડે સમસ્ત પુરજનને વિસ્મય પમાડ્યો. તેણે 'ત્યાં સર્વ જનોને તૃણતુલ્ય માનનારી દેવદત્તા નામની વેશ્યા છે.' એમ સાભળ્યું. પછી 'મારે એને કોઈ રીતે રીઝવવી.' એમ ધારી વિવર્ણયુક્ત વામનરૂપ કરીને તે ગુણિકાના ઘરની સામેના દેવાયતનમાં બેસી ગીત ગાવા લાગ્યો તે સાંભળીને દેવદત્તા ચમત્કાર પામી. એટલે તેને

બોલાવવા માટે કુબ્જા દાસીને મોકલી તેણે વામનને જોઈ પોતાની સ્વામિની પાસે આવીને કહ્યુ કે-' તે તો વિવર્ણ શરીરવાળો તે વામણો છે ' વેશ્યા કહે કે-' ગમે તેવો હોય પણ બોલાવી લાવ ' તે ફરીને ગઈ અને મૂળદેવને કહ્યુ કે-' તમને અમારી સ્વામિની બોલાવે છે ' મૂળદેવ તો તે વાત સાભળીજ નથી એમ કરીને ગીતગાન કરવા લાગ્યો એટલે દાસીએ ફરીને કહ્યુ મૂળદેવે પૂછ્યુ કે-' તારી સ્વામિની કોણ છે ?' દાસી બોલી કે-' દેવદત્તા નામની વેશ્યા છે ' મૂળદેવે કહ્યુ કે-' હુ વેશ્યાનો સગ કરતો નથી ' એટલે દાસી બોલી કે-' આ દેવદત્તા સામાન્ય વેશ્યા જેવી નથી પણ ગુણાગુણને જાણનારમા શ્રેષ્ઠ છે ' આમ કહ્યુ એટલે મૂળદેવ તે દાસીની પાછળ દેવદત્તા પાસે જવા ચાલ્યો માર્ગે જતા કુબ્જા દાસીની પીઠપર એક મુઠી જોરથી મારીને તેને સીધી કરી નાખી-કુબ્જાપણુ મટાડી દીધુ દેવદત્તાએ તે વાત જાણતા વિસ્મય પામીને મૂળદેવનો આસન આપવા વિગેરેથી સારી રીતે સત્કાર કર્યો એટલામા ત્યા એક વીણા વગાડતો વીણાવાદક આવ્યો તેને દેવદત્તાએ કહ્યુ કે-'તમારી વીણા વગાડવાની કળા અધિકાર શ્રેષ્ઠ વર્તે છે ' તે સાભળીને વામન કાઈક હસીને બોલ્યો કે-' મે ઉજ્જયિનીના લોકોને બહુ પ્રવીણ સાભળ્યા હતા પણ તે પ્રવીણતા જોઈ લીધી ' એટલે દેવદત્તાએ પૂછ્યુ કે-' એમ કેમ કહો છો ?' વામન બોલ્યો કે-' તમે આ વીણાવાદકના વખાણ કર્યા તેથી ' દેવદત્તાએ કહ્યુ-' શુ એમા કાઈ દોષ છે ?' વામને કહ્યુ-' પ્રથમ તો આ વીણાજ સગર્ભા છે ' પછી વીણા હાથમા લઈને તેના ગર્ભમા રહેલ કેશ કાઢી બતાવ્યો પછી વામને વીણા વગાડી તે સાભળી રજિત થયેલી

વેશ્યા ચિંતવવા લાગી કે-'આ શુ કોઈ વિદ્યાધર છે કે કિન્નર જાતિનો દેવસભાનો ગાયક છે ?' પછી હાથ જોડીને દેવદત્તાએ કહ્યું કે-'હે સ્વામી ! તમારૂં ખરૂં રૂપ પ્રદર્શિત કરવા કૃપા કરો.' એટલે મૂળદેવે સ્વાભાવિક રૂપ પ્રગટ કર્યું. દેવદત્તાએ કહ્યું કે-'હે સમગ્ર ગુણનિધાન ! તમારે અહીં આવવાવડે કરીને દરરોજ મારી ઉપર અનુગ્રહ કરવો.' મૂળદેવે કબુલ કર્યું. પછી ત્યાં પણ દ્યૂત રમવામાં મૂળદેવ બધુ હારી ગયો. વેશ્યાએ દ્યૂત છોડી દેવા કહ્યું પણ તે છોડી શક્યો નહીં એકદા અક્કાએ દેવદત્તાને કહ્યું કે-'તું આ જુગટીઆ ને નિર્ધન મૂળદેવને તજી દે અને નિશ્ચળ અંતઃકરણવાળા તેમજ ધનવડે ધનદસમાન અચળને ભજ.' દેવદત્તાએ કહ્યું કે-'હું કાંઈ દ્રવ્યમાં રક્ત નથી, હુ તો ગુણાનુરાગી છુ, તેથી એ વાત મૂકી દે.' પછી અચળની ને મૂળદેવની પરીક્ષા કરવા માટે પ્રથમ અચળ પાસે ઇક્ષુ લેવા દાસીને મોકલી. દાસીએ જઇને કહ્યુ કે-'મારી સ્વામિનીને ઇક્ષુ ખાવાની ઇચ્છા થઈ છે.' એટલે તેણે એક ગાડું ભરીને શેરડી મોકલી. દેવદત્તાએ અક્કાને કહ્યુ કે-'આટલી બધી શેરડી મોકલી તે હુ કાઇ હાથણી હતી ?' પછી મૂળદેવ પાસે દાસીને મોકલી, એટલે તેણે એક સારો શેરડીનો સાઠો લાવી, આગળ પાછળનો ભાગ તજી દઈ, વચલા ભાગને છોલી, ગાંઠા કાઢી નાખી એક એક આંગળના કકડા કરી, તેને એલચી વિગેરેના ગંધવડે સુગંધિત કરી એક સારા પાત્રમાં મૂકી, ઢાંકીને દાસી સાથે મોકલ્યા. તે જોઇને દેવદત્તાએ અક્કાને કહ્યુ કે-'આ નિર્ધનનું પણ બુદ્ધિચાતુર્ય જુઓ હવે પછી તમે એને તજવાનુ કહેશો નહી' અક્કા બોલી કે-'હે પુત્રી ! તારૂં શ્રેય કરનારો એ તારો પતિજ થશે.'

અન્યદા દેવદત્તાએ નાટક કરાવાવડે રાજાને પ્રસન્ન કર્યો રાજાએ વર આપ્યો તેણે થાપણ તરીકે રાખ્યો અહીં કૂટ પ્રયોગવડે અપમાનિત કરેલો મૂળદેવ ત્યાથી બેનાતટ તરફ ચાલ્યો તે અટવીમા આવી પડ્યો તેવામા એક વિપ્ર મળ્યો તેને મૂળદેવે 'તમે ક્યા જાઓ છો?' એમ પૂછ્યુ એટલે તેણે કહ્યુ કે– 'અટવી ઉતરતા વીરનિધાન નામનુ નગર આવે છે ત્યા જઉ છુ' મૂળદેવે કહ્યુ કે–' હુ પણ તમારી સાથેજ ત્યા આવીશ' પછી બન્ને સાથે ચાલ્યા મધ્યાન્હ થતા એક સરોવર પાસે આવ્યા એટલે બન્ને જણાએ તેના પાણીવડે મુખપ્રક્ષાલનાદિ કર્યું મૂળદેવ બીજા વૃક્ષ નીચે બેઠો વિપ્ર એકલો પાણીથી પલાળેલો સાથવો રકની જેમ ખાવા લાગ્યો મૂળદેવે વિચાર્યુ કે–' એ ખાઈ રહ્યા પછી મને પણ કાંઈક આપશે' પણ તે તો ખાઈને રસ્તે પડ્યો એટલે મૂળદેવ રાજપુત્ર સાથે ચાલ્યો અને આજે આપશે એમ ધાર્યું એ પ્રમાણે બે ત્રણ દિવસ સાથે ચાલ્યા પણ વિપ્રે ખાવા આપ્યુ નહીં છેવટે અટવી પૂરી થતા વિપ્ર બોલ્યો કે–' આ માર્ગ તમારે જવાના નગરે જશે' રાજપુત્રે તેનુ નામ પૂછ્યુ એટલે તેણે કહ્યુ કે–' મારા માબાપે તો સીધડો નામ પાડ્યુ છે પણ લોકો મને નિર્ઘૃણશર્મ કહે છે' પછી તેનાથી છુટા પડીને એકલા નગર તરફ ચાલતા મૂળદેવે ગામમા જઈને ખાવા માટે કુલ્માષ (અડદ) લીધા તે લઈને નગર બહાર આવતા એક મુનિને દીઠા તેને જોઈને 'અહો! મારૂ ભાગ્ય બહુ ઉત્તમ છે' એમ વિચારી તે કુલ્માષ તે મુનિને બહુજ ભાવપૂર્વક વહોરાવ્યા અને પાછી તે શુભ કાર્યની અનુમોદના કરી તે વખત તેની આવી શુભ વૃત્તિ જોઈને નજીક

રહેલ દેવ તેના પર પ્રસન્ન થયો. અને ' વર માગ ' એમ કહ્યું. એટલે મૂળદેવે કહ્યું કે-' મને એક હજાર હાથી સાથે રાજ્ય ને દેવદત્તા આપો. ' દેવતાએ ' તથાસ્તુ. ' કહ્યું. પછી મૂળદેવ બેનાતટ નગરે આવ્યો. રાત્રે તેણે સ્વપ્નમા પૂર્ણચંદ્ર મુખમા પ્રવેશ કરતો દીઠો. પછી તેનુ ફળ પૂછવા માટે સ્વપ્નપાઠક પાસે જતાં આરામિકને રીઝવી પુષ્પો લઈ ઉપાધ્યાય પાસે ગયો અને તેની પાસે પુષ્પો મૂકી પોતાના સ્વપ્નની વાત કરીને તેનું ફળ પૂછ્યું, એટલે ઉપાધ્યાયે ગૌરવ સહિત તેને ન્હવરાવી જમાડીને પોતાની પુત્રી પરણાવી. પછી કહ્યું કે-' આજથી સાતમે દિવસે તમને રાજ્ય મળશે. ' સાતમે દિવસે ત્યાંનો રાજા અપુત્રીયો મરણ પામ્યો. પ્રધાનોએ પચદિવ્ય કર્યા, તેણે મૂળદેવને રાજ્ય આપ્યું મૂળદેવે દેવદત્તાને પણ ત્યાં તેડાવી લીધી

અહીં મૂળદેવ ઉજ્જયિનીમાંથી ગયા પછી એકદા દેવદત્તાની પ્રેરણાથી મૂળદેવને લાવવા માટે જિતશત્રુ રાજાએ અચળને કાઢી મૂક્યો. મૂળદેવને શોધતો શોધતો તે મોટા સાથ સહિત પારસકુળે જઈ ઘણુ કરીઆણું ખરીદ કરી બેનાતટે આવ્યો અને સારૂં ભેટણું ધરીને મૂળદેવ રાજાને મળ્યો. મૂળદેવે તેને ઓળખ્યો. અચળે મૂળદેવને ઓળખ્યો નહીં. પછી બધું કરીઆણું વેચ્યા બાદ તેની જકાતમા દગો કરવાથી રાજાએ તેને પકડી મગાવ્યો અને પૂછ્યું કે-' મને ઓળખે છે ? ' અચળ બોલ્યો કે-' સૂર્યની જેમ તમને કોણ ન ઓળખે ? ' રાજાએ કહ્યુ કે-' વિવેકના વાક્યથી સર્યું, જો ખરી રીતે ઓળખતો હો તો બોલ. ' એટલે અચળે કહ્યું કે-' બરાબર ઓળખતો નથી. ' તે વખતે સુંદર શૃંગાર ધારણ કરીને દેવદત્તા રાજાના બોલાવવાથી ત્યા આવી

તેને જોતાજ અચળ ભય પામ્યો દેવદત્તાએ કહ્યુ કે–' હે અચળ ! આ તે જ ગજપુર મૂળદેવ છે ' તે સાભળી અચળે વિલખા થઇને પોતાના સર્વ અપરાધ ખમાવ્યા પછી કહ્યુ કે–' હે સ્વામી ! તમારા પર સિવાય મને જિતશત્રુ રાજા ઉજ્જયિનીમા પ્રવેશ કરવા દેશે નહીં.' મૂળદેવે કહ્યુ કે–' હુ તારા બધા અપરાધની ક્ષમા કરૂ છુ, તુ જા મારા વચનથી તને જિતશત્રુ રાજા પુરી પ્રવેશ કરવા દેશે ' અચળ ઉજ્જયિની આવ્યો

મૂળદેવને રાજા થયેલ જાણીને પેલો સિદ્ધડ વિપ્ર ત્યા આવ્યો. રાજાએ તેને એક ગામ આપ્યુ મૂળદેવ તે ભવમા ધર્મ આરાધીને સ્વર્ગે ગયો અનુક્રમે મોક્ષે જશે

ઇતિ દાનના ઐહિક ફળ ઉપર મૂળદેવની કથા

અને દાનધર્મનુ ઉભય લોકમા પ્રાપ્ત થતુ ફળ સ્પષ્ટ સહિત કહે છે–ધન્ય સાર્થ, શાલિભદ્રે તેમજ કયવન્નાએ આલોકમા ને પર લોકના જેમ સુસપદા પ્રાપ્ત કરી તેમ અન્ય મનુષ્ય પણ જે મુનિ રાજનો ભક્તિવાન સુશ્રાવક હોય તે તેવી સપદા પામે તેમા સશય નથી ૧૮૨–૮૩

અહીં ધન્ય સાર્થ શાલિભદ્રની કથા કહે છે –

પ્રતિષ્ઠાનપુરમા જિતશત્રુ નામે રાજા હતો ત્યા બીજે ગામથી એક કુટુંબ આવીને રહ્યુ હતુ તે કુટુબીનો એક પુત્ર દાતા અને વિનીત હતો. તે આજીવિકા માટે લોકોના વાછડા ચરાવા લઇ જતો હતો. એક દિવસ વાછડાઓને વનમા ચરી ઘેર આવીને તેણે પોતાની માતાને કહ્યુ કે–' મને ખીર ખાવા દે મારા પાન ખીર બનાવવાની સામગ્રી

ન હોવાથી તે આપી શકી નહી તેથી તે રોવા લાગી, તેનું રૂદન સાભળીને પાડોશણોએ તેનુ કારણ પૂછ્યું. કારણ જાણતાં કોઇએ દુધ, કોઇએ ખાંડ, કોઇએ ઘી એમ આપ્યું. એટલે તે બાળકની માતાએ તેને ખીર કરી આપી ને ખાવા બેસાડયો. પછી માતા કાર્યપ્રસગે ઘરની અદર ગઈ, એવામાં તે બાળકના પુન્યથી આકર્ષિત થયેલા કોઈ મુનિ માસખમણને પારણે ત્યા પધાર્યા. તેમને જોઇને ભક્તિયુક્ત ચિત્તથી તે બાળક ખીરનો થાળ ઉપાડી મુનિરાજ પાસે આવીને બોલ્યો કે-'હે ભગવન ! અત્યારે આપની કૃપાથી શુભ એવા ચિત્ત વિત્ત ને પાત્ર ત્રણેનો-ત્રિવેણીની જેવો સયોગ મળ્યો છે, માટે આ ખીર વહોરીને મારી ઉપર અનુકંપા કરો.' મુનિએ પાત્ર ધર્યું, એટલે બાળકે પોતાને ધન્ય માનતા સતા થાળમાંની બધી ખીર વહોરાવી દીધી. તે વખતે સુપાત્રદાનના પ્રભાવથી તેણે મનુષ્યનું આયુષ્ય બાધ્યું. ત્યારપછી માતા આવી, તેણે પુત્રને થાળ ચાટતો જોઈ હજુ ભૂખ્યો રહ્યો છે એમ જાણી, બીજી ખીર ખાવા આપી, તે ખાઇને બાળક વનમાં વાછડાઓની સભાળ લેવા ગયો. ત્યા પેલા મુનિરાજને જોઈ, હર્ષ પામી તેમની પાસે બેઠો. મુનિએ ધર્મ કહ્યો. તે સાંભળી ઘરે આવ્યો. તેજ રાત્રે વિશુચિકા થવાથી મૃત્યુ પામી, તેજ નગરમાં એક શ્રેષ્ઠીને ઘરે પુત્રપણે ઉત્પન્ન થયો. તે પુત્રના ગર્ભમા આવ્યા પછીથી તે શેઠ દ્રવ્યાદિકમાં સારી રીતે વૃદ્ધિ પામ્યા, એટલે તે પુત્રનો પ્રસવ થતાં તેનુ ધન્ય નામ પાડ્યું. અનુક્રમે તે વૃદ્ધિ પામ્યો. તે શેઠને બીજા ત્રણ પુત્રો ધન્યથી મોટા હતા તેમના પિતાએ ચારે પુત્રોના ભાગ્યની પરીક્ષા કરવા માટે ૩૨-૩૨ રૂપીઆ આપીને કહ્યુ કે-'આ દ્રવ્યવડે જે

યોગ્ય લાગે તે ખરીદ કરી વેચી લાભ મેળવીને આવો ' ધનાએ તો ઘર બહાર નીકળતા સારા શુકન થવાથી પણ વ્યાપારમા લાભ જાણી પિતાએ આપેના દ્રવ્યવડે એક મેઢો લેનગાર ખરીદ કર્યો પછી રાજપુત્રના મેઢાની સાથે ' એક હજાર દ્રવ્ય જેનો મેઢો હારે તે આપે ' એવુ પણ કરીને પોતાના મેઢાને વઢાવ્યો, તણે રાજપુત્રના મેઢાને ભગાવ્યો, એટલે રાજપુત્રે એક હજાર રૂપીયા આપ્યા તે લઇને ધનો ઘરે આવ્યો અને પોતાના પિતાને તે હકીકત સાથે એક હજાર રૂપીઆ અર્પણ કર્યા બાકીના ત્રણ ભાઈઓ કાઈ પણ લાભ મેળવ્યા વિના આવ્યા બીજે દિવસે ફરીને પરીક્ષા કરવા માટે પિતાએ ૬૦-૬૦ સુવર્ણમાસા આપ્યા અને કહ્યુ કે-' આટલા દ્રવ્યવડે લાભ મેળવીને આવો ' ત્રણ ભાઈઓએ તો બનતો પ્રયાસ કર્યો પણ ભાગ્યહીન હોવાથી કાઇ મેળવી શકયા નહીં ધનો તે દ્રવ્ય લઇને બજારમા ગયો

હવે તે નગરમા **મહાધન** એવા નામનો કૃપણશેખર શ્રેષ્ઠી વસતો હતો તેની પાસે ઘણુ દ્રવ્ય હતુ છતા તે દાનમા આપી શકતો નહી, સ્વજનોને સભાળતો નહીં અને દીનદુખી ઉપર પણ દયા કરતો નહીં સારા વસ્ત્રો પણ પહેરતો નહી તેણે પોતાના ઘરમા ખાડો ખોદીને તેમા પોતાનુ દ્રવ્ય દાટ્યુ હતુ અને એક ખાટલાના ચાર પાયામા કેટલાક મૂલ્યવાન રત્નો ગોપવી તે ખાટલો પેલા ખાડા ઉપર ગોઠવી તેની ઉપર પેલો મૂઢ ચિત્તવાળો શેઠ મૂર્છાવડે બેસી રહેતો હતો અનુક્રમે જરા વ્યાપ્ત થતા તે મરણ પામ્યો લોકો તેને ખાટલા ઉપર બહુ પ્રેમ હોવાથી તેના ખાટલા સાથેજ સ્મશાનમા લઈ ગયા ખાટલો સ્મશાનના સ્વામી ઢેઢને મળ્યો તેણે બજારમા લાવીને વેચવા

મૂકયો. ધનાએ તેમાંથી લાભ મળવાનો સંભવ જાણી તે ખાટલો ખરીદ કર્યો ઘરે લાવીને ખંખેરતાં તેમાંથી રત્નો નીકળ્યા, તે પિતાને અર્પણ કર્યા.

ત્યારપછી લક્ષ્મી વૃદ્ધિ પામતી ગઈ. ધનાની કીર્તિ પણ વિસ્તાર પામી. તેના ત્રણ નિર્ભાગી ભાઇઓ તેની અત્યંત ઇર્ષા કરવા લાગ્યા. તેમની સ્રીઓએ ધનાને એકાંતમાં પુત્રવત્ પ્રેમથી કહી દીધું કે–' આ તંમારા મોટા ભાઈઓ તમને મારી નાખવા ઇચ્છે છે. ' ધનાએ કહ્યુ કે–' મે એમનો કાઇ પણ અપરાધ કર્યો નથી. ' ભોજાઇઓ બોલી કે–' ખળ પુરૂષો એવાજ હોય છે. ' કેહ્યું છે કે–' કારણવિના પણ સજ્જન ઉપર રોષ કરનારા હજારો મનુષ્યો હોય છે, કારણને લઇને રોષ કરનારા તે કરતાં બહુ અલ્પ હોય છે, પરતુ કારણ છતાં પણ કોઇની ઉપર કોપ નહીં કરનારા તો આ દુનીઆમા પાચ છ મનુષ્યોજ હોય છે.' પછી ધને વિચાર્યું કે–' મારે અહીં રહેવું તેજ યોગ્ય નથી.' એમ વિચારી એકલો કોઇને કહ્યા વિના ઘરમાંથી નીકળી ગયો અને પૃથ્વીપર પરિભ્રમણ કરવા લાગ્યો. અન્યદા માર્ગની નજીક રહેલા એક ખેતરવાળા કૌટુમ્બિકે તેને શ્રેષ્ઠ આકારવાળો હોવાથી ભાગ્યશાળી જાણીને ભોજન માટે બોલાવ્યો. ધનો ભોજન કરવા બેઠો, એટલે કૌટુમ્બિકની સ્રીએ તેને ક્ષીર પીરસી. તેજ વખતે હળ ખેડતાં જમીનમાંથી નીકળેલ સોનૈયાથી ભરેલો કળશ કૌટુમ્બિકે ધનાની આગળ ધર્યો અને કહ્યુ કે–' આ તમારા ભાગ્યથી નીકળેલ છે તે ગ્રહણ કરો. ' ધનાએ તે કળશ કૌટુમ્બિકનેજ આપ્યો અને પોતે જમીને ત્યાંથી ચાલતાં અનુક્રમે રાજગૃહીએ આવ્યો. તેને કુસુમપાળ શેઠ પોતાને ઘરે લઈ ગયા અને સારી

રીતે ભક્તિ કરી

હવે શાળિ નામે ગામમા એક **સગમ** નામનો ગોવાળ હતો, તે વાછરડા ચારતો હતો એકદા તેણે આવી માતા પાસે ક્ષીરનુ ભોજન માગ્યુ માતા પાસે સાધન ન હોવાથી તે રોવા લાગી, એટલે પાડોશણોએ એક એક વસ્તુ (ક્ષીર, ખાડ, ઘૃત) આપી માતાએ ક્ષીર રાધી પુત્રને ખાવા માટે પીરસી, તે બહાર ગઈ તેવામા ત્યા માસખમણના પારણે મુનિ પધાર્યા સગમે બધી ક્ષીર સાધુને વહોરાવી દીધી પછી માતા આવી, પુત્રને થાળી ચાટતો જોઈ બીજી ક્ષીર પીરસી સગમ જમ્યો રાત્રે તેને પણ અજીર્ણ થવાથી તે મુનિરાજને સભારતો મરણ પામ્યો મુનિદાનના પુન્યથી રાજગૃહીમા **ગોભદ્ર** શેઠની **ભદ્રા** નામની સ્ત્રીની કુક્ષિમા પુત્રપણે ઉપજ્યો જન્મોત્સવ પ્રસગે **શાળિભદ્ર** નામ આપ્યુ ધાવમાતાથી લાલન પાલન કરતો યૌવનાવસ્થા પામ્યો પિતાએ તેજ ગામના શ્રેષ્ઠીઓની ૩૨ કન્યાઓ પરણાવી. શાળિભદ્ર તેની સાથે સુખભોગ ભોગવવા લાગ્યો

અહીં શ્રેણિક રાજાની પુત્રી **સોમશ્રી,** શાળિભદ્રની બહેન **સુભદ્રા** અને કુસુમપાળ શેઠની પુત્રી **પુષ્પવતી**–એ ત્રણે સાથે જન્મેલી હોવાથી પરસ્પર સખીભાવવાળી હતી તે ત્રણેએ એકજ વરને વરવુ એવો નિશ્ચય કર્યો સોમશ્રીએ રાજાને તે વાત જણાવી શ્રેણિક રાજાએ તે ત્રણેને ધના સાથે પરણાવી અને અમુક ગામો આપ્યા ધનો તે સ્ત્રીઓની સાથે સુખભોગ ભોગવતો વિચરવા લાગ્યો

અન્યદા પોતાના મકાનના ગોખમા બેઠેલા તેણે પોતાના માતાપિતાને જોયા તેણે તેમને પોતાના ઘરમા બોલાવ્યા અને

સ્નાન કરાવી સારાં વસ્ત્રાભરણવડે અલંકૃત કરી પોતે ભાર્યાસહિત તેમને પગે પડ્યો, પ્રણામ કર્યા અને પૂછ્યું કે–' તમે અહીં આવી અવસ્થામા કયાથી ?' તેમણે કહ્યું કે–' તને અહીં રાજ્ય મળ્યુ છે, એમ સાભળી અમે અહીં આવ્યા, તારા ભાઈઓ શરમથી નગર બહાર રહ્યા છે.' ધનો તરતજ તેમને તેડી લાવ્યો અને દરેકને એકેક ગામ આપ્યું

ગોભદ્ર શેઠ શ્રી વીરપ્રભુની પાસે દીક્ષા ગ્રહણ કરીને સ્વર્ગે ગયા તેઓ શાળિભદ્રના પૂર્વભવના પુણ્યપ્રકર્ષથી તેમજ પુત્રપરના વાત્સલ્યભાવથી દરરોજ ૩૨ પુત્રવધુને માટે અને શાળિભદ્ર માટે ભોજન ને દિવ્ય વસ્ત્રાલંકાર આપવા લાગ્યા. ત્યારપછી અન્યદા કોઈ રત્નકંબળ વેચનારા વેપારી રાજગૃહીએ આવ્યા. લાખ લાખ મૂલ્યના તેના રત્નકંબળ કોઈએ ન લીધા. શાળિભદ્રની માતાએ તે વેપારીને નિરાશ થયેલા જોઇ સોળે ખરીદ કર્યા અને તેના બબ્બે વિભાગ કરી બધી પુત્રવધુને આપ્યા. તેમણે સ્નાન કરીને પગ લુહી ફેંકી દીધા. ઇત્યાદિ ઘણો વૃત્તાંત છે તે અહીં ગ્રંથકારે લખ્યો નથી તે અન્ય સ્થાનકથી જાણી લેવો.

એકદા ત્યા ઉદ્યાનમા **ધર્મઘોષ** નામના આચાર્ય પધાર્યા. તેનો ઉપદેશ સાભળીને સંસાર તજવાની ઇચ્છાવાળા શાળિભદ્રે પૂછ્યુ કે–' હે સ્વામી ! શુ કરવાથી પ્રાણીને બીજો સ્વામી ન થાય ?' સૂરિએ કહ્યુ કે ' જે સંસાર છોડી ચારિત્ર ગ્રહણ કરે છે તે પ્રાતે સર્વનો નાથ થાય છે.' શાળિભદ્ર તે સાંભળીને વ્રત લેવાનો ઇચ્છક થયો. સૂરિએ કહ્યુ કે–' આ કાર્યમાં પ્રમાદ ન કરવો ' શાળિભદ્રે ઘરે જઇને માતાને કહ્યું કે–' હે માતા ! હું તો પ્રવ્રજ્યા અંગીકાર કરીશ.' માતાએ કહ્યું કે–' હે પુત્ર !

દિવ્ય ભોગથી લાલિત થયેલો તુ મહાદુષ્કર એવુ ચારિત્ર શી રીતે પાળી શકીશ' શાળિભદ્રે તેનો ઉત્તર આપ્યો કે-'હે માતા! જે કાયર હોય તે તેને ચારિત્ર દુષ્કર છે, શૂરવીરને કાઇપણ દુષ્કર નથી '

આ વાત શાળિભદ્રની બહેન સુભદ્રાએ સાભળી તેથી તે રૂદન કરવા લાગી ધનાએ રૂદનનુ કારણ પૂછ્યુ સુભદ્રાએ કહ્યુ કે-' મારો ભાઈ મનુષ્યના સુખમાત્ર તજી દઇને ચારિત્ર લેવાનો ઇચ્છક થઇ તેની તુલના કરે છે અર્થાત્ એક એક સ્ત્રીને રોજ તજે છે, તેથી હુ રોઉં છુ ' ધનાએ કહ્યુ કે-' આ મનુષ્યના ભોગ તો સુખે તજાય તેવા છે, તેમા વળી તુલના શી ?' તે સાભળી સુભદ્રા હાસ્યમા બોલી કે-' જો એમ છે તો તમે કેમ તજતા નથી ?' ધનાએ કહ્યુ કે-' ત્યારે મે અત્યારથી તજી દીધા ' એ અવસરે ત્યા શ્રી વીરપ્રભુ પધાર્યા ધનાએ તેમની પાસે જઇને દીક્ષા લીધી તે વાત સાભળીને શાળિભદ્રે પણ પ્રભુ પાસે જઇને દીક્ષા લીધી પછી તે બન્ને શ્રી વીરપરમાત્માની સાથે નિરતિચાર ચારિત્ર પાળતા સતા વિચરવા લાગ્યા તેઓ ફરીને પાછા શ્રી વીરપ્રભુની સાથે રાજગૃહીએ આવ્યા લોકો વીરપ્રભુને વદન કરવા માટે આવવા લાગ્યા

માસખમણને પારણે ધન્ય સહિત શાળિભદ્ર ભિક્ષા લેવા જતા પ્રભુની આજ્ઞા માગી પ્રભુએ શાળિભદ્રને કહ્યુ કે-' આજે તારી માતાને હાથે તને પારણું થશે ' શાળિભદ્રમુનિ રાજગૃહીમા આવી ફરતા ફરતા પોતાની માતાના ઘર પાસે આવ્યા, પરતુ મલમલિન અને સકુચિત ગાત્રવાળા તેમને જોઇએ ઓળખ્યા નહીં એટલે ત્યાથી પાછા વળી નગરની બહાર નીકળે છે તેવામાં

તેની પૂર્વભવની માતાએ તેમને દીઠા એટલે તેણે બહુ ભક્તિપૂર્વક બંને મુનિને દહીં આપવાવડે પ્રતિલાભ્યા. શાળિભદ્ર પ્રભુની પાસે આવીને પૂછયું કે–'હે સ્વામી! આજે મારી માતાથી મને પારણું શી રીતે થયું?' એટલે પ્રભુએ તેનો પૂર્વભવ કહી સંભળાવ્યો. તે સાંભળી વિશેષ વૈરાગ્યવાન્ થઈ પારણું કરીને તરત જ પ્રભુની આજ્ઞા લઇ વૈભારગિરિ ઉપર આવ્યા અને ત્યાં બંને મુનિઓએ પાદપોપગમ અનશન કર્યું. અર્થાત્ ચારે આહારનો ત્યાગ કર્યો.

પછી ભદ્રા શ્રેણિક રાજાની સાથે પ્રભુને વાંદવા આવી. અને ધનાશાળિભદ્ર કયાં છે ? એમ પૂછતા ઉપરની હકીકત જાણી એટલે શ્રેણિક રાજા સાથે ત્યાં આવી અને પુત્રને અનશન કરેલ જોઈ ઘણો વિલાપ કરવા લાગી. તે વખતે શ્રેણિકરાજાએ કહ્યું કે–'આ હર્ષને સ્થાને શોક કેમ કરો છો ? આ તમારો પુત્ર પ્રથમ દાનવીર ને ભોગવીર હતો અત્યારે તપવીર થયો છે. જેના આવા પુત્ર સર્વ જગતમાં જ્યેષ્ટ ને સર્વ જગતના ગુરૂ થવા યોગ્ય હોય તેને ધન્ય છે. તમે તો આવા પુત્રવડે આ પૃથ્વીને પવિત્ર કરી છે, માટે વિષાદ ન કરો.' પછી ભદ્રા તે મુનિઓને નમીને રાજાની સાથે ઘરે આવી બંને મુનિ અનશન પાળી મરણ પામીને સર્વાર્થસિદ્ધ વિમાનમાં અહમિંદ્ર દેવ થયા. ત્યાં ૩૩ સાગરોપમનુ આયુષ્ય પાળી મહાવિદેહ ક્ષેત્રમાં મનુષ્ય થઇ ચારિત્ર લઈને મોક્ષે જશે. ઇતિ ધનાશાળિભદ્ર કથા.

હવે કયવન્ના ( કૃતપુણ્ય ) ની કથા કહે છેઃ–

રાજગૃહી નગરીમાં શ્રેણિક રાજા રાજ્ય કરે છે. ત્યાં **ધનેશ્વર** નામે શેઠ વસે છે. તેને **સુભદ્રા** નામની સ્ત્રી છે. ને **કૃતપુણ્ય** નામનો પુત્ર છે તેને માતાપિતાએ **ધન્યા** નામની સ્ત્રી પરણાવી

છે તે યૌવનવય પામેલ છતા તેને વિષયથી વિમુખ જોઇને તેના માતાપિતાએ વિચાર્યું કે-' આ પુત્ર જો વિષયાસક્ત નહીં થાય તો દીક્ષા લઇ લેશે, ત્યારે આપણી શી ગતિ થશે ? માટે એને હલકા માણસોની સંગતમા મૂકવો. ' પછી તે પ્રમાણે કરતા વિટપુરૂષોની સોબતથી તે વ્યસની થયો અનુક્રમે વેશ્યાસક્ત થવાથી માતાપિતાને સભારતો પણ નથી માતાપિતા તેને મગાવ્યા પ્રમાણે દ્રવ્ય મોકલાવ્યા કરે છે એ પ્રમાણે બાર વર્ષ ક્ષણની જેમ વ્યતીત થઈ ગયા માતાપિતાએ અનેક વખત તેડાવ્યા છતા ઘરે ન આવ્યો ધન મોકલતા મોકલતા તે પણ ખૂટી ગયુ અન્યદા તીવ્ર જ્વરાદિ વ્યાધિથી માતાપિતા અકસ્માત મરણ પામ્યા

એક દિવસ કુટ્ટિનીએ દ્રવ્ય લેવા દાસીને મોકલી તેણે સડી પડી ગયેલા ઘરમા બેઠેલી એક સ્ત્રીને કૃતપુણ્યની સ્ત્રી અનુમાનથી જાણીને કહ્યુ કે-' હે કલ્યાણી ! તારા પતિએ મને દ્રવ્ય લેવા મોકલી છે ' સ્ત્રી બોલી કે-' હુ મદભાગ્યવાળી છુ, મારા સાસુસસરા મરણ પામ્યા છે, તો હુ દ્રવ્ય ક્યાથી મોકલુ, પણ મારા પિતાએ આપેલુ આ એક આભૂષણ મારી પાસે બાકી રહેલ છે તે લઈ જઇને મારા પતિને પ્રસન્ન કર ' દાસી તે ભૂષણ લઇને કુટ્ટિની પાસે આવી અને તેના ઘરની બધી હકીકત કહીને પેલુ ભૂષણ આપ્યુ તેણે વેશ્યાને આપ્યુ પછી અક્કાએ તેને નિધન થયેલ જાણીને તેનુ અપમાન કરવા માડ્યુ અને તેના કહેવાથી નોકરજનો પણ તેની સામે ધૂળ ઉડાવવા વિગેરેથી અપમાન કરવા લાગ્યા એકદા અનગસેના વેશ્યાએ આ હકીકત જાણીને પોતાની માતાને કહ્યુ કે-' હે માતા !

આણે આપણને ઘણું ધન ખવરાવ્યું છે, તેથી અત્યારે તેની આવી રીતે વિડંબના કરવી તે યોગ્ય નથી.' અક્કાએ કહ્યું કે 'અમારો કુળાચારજ એવો છે.' આ વાત સાંભળીને વેશ્યા મૌન રહી. એટલે કૃતપુણ્ય ત્યાંથી નીકળી પોતાને ઘરે આવ્યો તેની સ્ત્રી દૂરથી પોતાના પતિને આવતો જોઇ સામે ગઇ, ઉભી થઇને આસન આપ્યું. એમ અનેક પ્રકારે ઉચિત જાળવ્યુ. પછી તેણીએ ઘર સંબંધી સઘળું વૃત્તાત નિવેદન કર્યું તે સાંભળી કૃતપુણ્યે વિચાર્યુ કે-' મારા જીવિતને ધિક્કાર છે. મેં પાપીએ માતાપિતાને દુઃખરૂપી સમુદ્રમાં નાખી દીધા અને ધનનો વિનાશ કર્યો.' આ પ્રમાણે પશ્ચાત્તાપ કરતા પતિને સ્ત્રીએ આશ્વાસન આપી કહ્યું કે-' જે ભાવી બનવાનું હતું તે બન્યું. કહ્યું છે કે-' વિચક્ષણ જનો ગયેલાનો શોક કરતા નથી, ભવિષ્યની ચિંતા કરતા નથી અને વર્તમાન સ્થિતિ અનુસાર વર્તે છે.' આ પ્રમાણે પ્રિયાના વચનોથી તે સ્વસ્થ થયો. પછી સ્ત્રીએ આપેલા દ્રવ્યથી તે કાંઇક વ્યાપાર કરવા લાગ્યો અનુક્રમે તે સ્ત્રીને એક પુત્ર થયો.

અન્યદા લોકોના મુખથી તેણે સાંભળ્યું કે-' ધનેશ્વર શેઠના પુત્રે કુળને કલંકિત કર્યું, દ્રવ્ય વેશ્યાના સંગથી બધું ખાડામાં નાખ્યુ, કાંઇપણ સુકૃત માટે ન થયુ.' આ પ્રમાણે સાંભળીને તેણે સ્ત્રીને કહ્યું કે-' હુ હમણા અહીં આવેલા અમુક સાર્થવાહની સાથે વ્યાપાર કરવા અને અનેક દેશોમાં ફરીને ધન ઉપાર્જન કરવા માટે જવા ધારૂં છું.' કુળવધૂએ કહ્યું કે-' તમને તે ઘટે છે.' પછી તે કાંઇક કરીયાણા લાવ્યો. તે સાથે તેની સ્ત્રી તેને મોદકનુ ભાતું બંધાવી એક દેવકુળમાં શય્યા (પલંગ) સાથે સુવાડી આવી.

હવે તે નગરમા **ધનદ** નામે શેઠ વસે છે, તેને ચાર સ્ત્રીઓ છે અને **રૂપવતી** નામે માતા છે એકદા તે ધનદ કોઈ તીવ્ર વ્યાધિથી અકસ્માત મરણ પામ્યો એટલે રૂપવતીએ વહુઓને બોલાવીને કહ્યુ 'જો તમે રૂદનાદિ કરશો ને રાજા તમારા પતિને મરી ગયેલ જાણશે, તો તે અપુત્રીઆના ધન તરીકે આપણુ બધુ દ્રવ્ય લઈ જશે, માટે તમે મૌન રહો અને આ તમારા પતિને પ્રચ્છન્ન રીતે ભૂમિમા ચેપન કરી દ્યો વળી તમારે પુત્ર ન થાય ત્યા સુધી અન્ય પુરૂષને સેવો ' ચારે વહુઓએ તે વાત કબુલ કરી પછી કુળદેવીના કહેવાથી ચાર વધૂયુક્ત રૂપવતી બહાર દેવકુળમા જઈને પલગપર સુતેલા કૃતપુણ્યને ઘરે ઉપાડી લાવી ઘરે લાવ્યા પછી તે જાગ્યો એટલે તેને ગળે વળગીને ઘેલી રૂપવતી રોશી રૂદન કરતી બોલી કે-' હે વત્સ ! તારી માતાને મૂકીને આટલા દિવસ કયા રહ્યો હતો ? તારા ગયા પછી તારો મોટો ભાઈ મરણ પામ્યો છે, તેથી હવે તારે કોઈ બહાર ન જવુ અને તારા બધુની ચાર વધુની સાથે સુખભોગ ભોગવતા આનદમા રહેવુ '

કૃતપુણ્યને આ બધુ નવુ નવુ ને આશ્ચર્યકારી લાગ્યુ, પણ તેણે વિચાર્યું કે-' જે ભાવી બનવાનુ હોય તે બનો પણ અત્યારે તો સ્વર્ગ જેવુ સુખ અનાયાસે મળી ગયુ છે તેનો લાભ લેવો ' આમ વિચારીને તે બોલ્યો કે-' હે માતા ! હુ તો બધુ ભૂલી ગયો હુ, અત્યારે મને માત્ર પુણ્યયોગથી માતાના દર્શન થયા છે, તો હવે તમારી આજ્ઞા હુ માથે ચડાવુ છુ ' ત્યારપછી તે ચારે સ્ત્રીઓ સાથે ભોગસુખને અનુભવતા તેને બાર વર્ષ વીતી ગયા ચારે સ્ત્રીઓને એકેક પુત્ર થયો પછી એક

દિવસ ડોશીએ ચારે વહુઓને કહ્યું કે-'તમને ચારેને પુત્ર થયા છે, હવે આને આજરાત્રે જ્યાંથી લાવ્યા હતા ત્યાં તેજ સ્થિતિમાં મુકી આવો. પુરૂષનો વિશ્વાસ કરવો નહીં.' સ્ત્રીઓને તે વાત અનિષ્ટ લાગી, છતાં ડોશીના ભયથી કબુલ કરી. તેમણે પૂર્વે લાવેલો તેજ પલંગ તૈયાર કરી આજે કૃતપુણ્યને તેની ઉપર શયન કરાવ્યુ. પછી સ્નેહવડે એકેક રત્ન અંદર નાખીને ચાર મોદક બનાવી તેને છેડે બાંધ્યા અને રાત્રે તે નિદ્રાવશ થયો એટલે ખાટલા સહિત ઉપાડી પ્રથમના દેવકુળમાજ મૂકી આવી.

હવે બાર વર્ષે તેજ દિવસે પ્રથમનો સાર્થવાહ આવ્યો અને ત્યાંજ ઉતારો કર્યો. તે વાત સાંભળીને કૃતપુણ્યની પ્રિયા પોતાના પતિની ખબર કાઢવા માટે તેજ દેવકુળમાં આવી તો પ્રથમ મૂકી ગઇ હતી તે પ્રમાણે જ તેને ત્યાં પલંગ ઉપર સૂતેલો જોયો. થોડીવારમાં તે જાગ્યો એટલે પોતાની સ્ત્રી ને પુત્ર સહિત પાસે ઉભેલી દીઠી. કૃતપુણ્ય વિચારવા લાગ્યો કે-' આ સ્વપ્નની જેવું શું બની ગયુ ? મોટા આશ્ચર્યવાળી વાત બની છે. મને દેવે કે મનુષ્યે પાછો અહીં કોણે મૂક્યો ? પણ હવે આ વાત બોલવા જેવી નથી, મનમા સમજવાની છે.' ત્યારપછી પ્રિયાના વચનથી કૃતપુણ્ય ઘરે આવ્યો. સ્ત્રીએ પૂછ્યું કે-'પરદેશ જઇને શુ કમાઈ આવ્યા ?' કૃતપુણ્ય લજ્જિત થવાથી મૌન રહ્યો. સ્ત્રીએ લુગડે બાંધેલા ચાર લાડવા છોડ્યા. અને તેમાંથી એક લાડવો પુત્રને નીશાળે જતી વખતે ખાવા આપ્યો. તેણે નિશાળે જઇને ખાધો, તેમાંથી એક રત્ન નીકળ્યું, તે કોઇ કંદોઇએ જળકાંત રત્ન છે એમ જાણી કાંઇક ખાવાનું આપવાવડે તે બાળકને છેતરીને લઈ લીધુ અને સંતાડી દીધુ. અહીં કૃતપુણ્ય બાકીના ત્રણ મોદ-

કમાથી બહુ મૂલ્યવાળા ત્રણ રત્નો નીકળવાથી આનંદ પામ્યો અને સુખી થયો

અન્યદા શ્રેણિક રાજાનો સેચનક હસ્તિ ગંગામાં પાણી પીવા ગયો, ત્યાં જળતંતુએ તેને બાંધી લીધો એટલે તે બહાર નીકળી શક્યો નહીં આ વાતની શ્રેણિકરાજાને ખબર પડતાં તેમણે અભયકુમારને કહી અભયકુમારે ગજભંડારમાં જોયું પણ જળકાંતરત્ન નીકળ્યું નહીં એટલે અભયકુમારે પડહ ફેરવ્યો કે-'જે કોઈ જળકાંતમણિ લાવી આપશે, તેને રાજા પોતાનું અડધું રાજ્ય ને પુત્રી આપશે.' પેલા કંદોઇએ તે પડહ છબ્યો અને જળકાંતમણિ લાવીને અભયકુમારને આપ્યો તેણે હાથી પાસે મૂક્યો કે તરત પાણીના બે ભાગ પડી ગયા એટલે જળતંતુ હાથીને છોડી દઇને પાણીમાં ચાલ્યો ગયો રાજા સેચનક ઉપર બેસીને રાજમહેલમાં આવ્યો પછી અભયકુમારને રાજાએ એકાંતે બોલાવીને કહ્યું કે-'આપણી પુત્રી આ કંદોઇને કેમ દેવાય ?' અભયકુમારે કહ્યું કે-' આવું રત્ન કંદોઈ પાસે હોય નહીં, તેથી તેના ખરા માલેકને હું પ્રગટ કરીશ ' પછી મંત્રીએ કંદોઇને બોલાવીને કહ્યું કે-' સાચું બોલ, આ રત્ન કોનું છે ? જો સાચું નહીં બોલ તો ચાબુકાદિના પ્રહાર ખમવા પડશે ' કંદોઇએ ભય પામીને સાચી વાત કહી દીધી એટલે ' તે રત્નનો સ્વામી કૃતપુણ્ય છે ' એમ જાણી રાજાએ તેને બોલાવીને પોતાની પુત્રી **મનોરમા** પરણાવી ને અર્ધું રાજ્ય આપ્યું કંદોઇને દ્રવ્ય આપીને રાજી કર્યો

અન્યદા કૃતપુણ્યે પોતાનું બાર વર્ષનું વૃત્તાંત કહીને અભયકુમારને કહ્યું કે-' એ રીતે મારી ચાર સ્ત્રી, ચાર પુત્ર સહિત આ નગરમાં છે, તેને જોવાથી હું ઓળખું, પણ તેનું ઘર કયાં છે

તે જાણતો નથી.' અભયકુમારે કહ્યું કે-'તેને પ્રગટ કરીને મેળવી આપીશ.' પછી અભયકુમારે પેસવા નીકળવાના બે દ્વારવાળું એકમંદિર બનાવ્યું અને તે મંદિરમાં કૃતપુણ્યની જેવી લેપ્યમયી મૂર્ત્તિ બનાવીને યક્ષની મૂર્ત્તિ તરીકે સ્થાપન કરી. પછી નગરમાં પડહ ફેરવ્યો કે-'આ યક્ષને નમસ્કાર કરવા માટે શહેરમાં રહેલી તમામ પુત્રવાળી સ્ત્રીઓએ પુત્રોને લઇને આવવું' તેવો હુકમ સાંભળી સર્વે નગરનારીઓ પોતપોતાના પુત્રસહિત તે યક્ષને નમવા માટે આવી અને એક દ્વારથી પેસી બીજે દ્વારે નીકળી જવા લાગી. એટલામા પેલી ડોશી ચાર વહુઓ ને ચાર પુત્રોસહિત યક્ષને નમવા માટે આવી. કૃતપુણ્યે તેને જોતાંજ ઓળખીને અભયને કહ્યુ એટલામાં તો પેલા ચાર પુત્રો 'બાપા, બાપા' કહીને યક્ષની મૂર્ત્તિ સાથે રમવા લાગ્યા. કોઇ તેના ખોળામાં બેઠા, કોઇ મૂછ તાણવા લાગ્યો-એ પ્રમાણે જોઇ 'આ કૃતપુણ્યની સ્ત્રીઓ ને પુત્રો છે.' એવી ખાત્રી થવાથી અભયકુમારે તેને ઘરે જઇને સ્ત્રી પુત્ર વિગેરે તમામ કૃતપુણ્યને અપાવ્યુ. અનંગસેના વેશ્યાને પણ બોલાવીને ગણી. એ રીતે કૃતપુણ્યને સાત સ્ત્રીઓ થઇ.

અન્યદા જગદ્બંધુ શ્રી વીરપરમાત્મા ત્યા સમવસર્યા. કૃતપુણ્ય તેમને વાંદવા ગયો. પ્રભુની દેશના સાભળી. પછી તેણે પ્રભુને પૂછ્યું કે-'હે સ્વામી! મને કયા કર્મથી આંતરે આંતરે સંપત્તિ ને વિપત્તિની પ્રાપ્તિ થઇ?' જિનેશ્વરે કહ્યું કે-'હે કૃતપુણ્ય! તારો પૂર્વભવ સાભળ-શ્રીપુરનગરમાં એક નિર્ધન ગોવાળનો પુત્ર હતો એક દિવસ ઘરે ઘરે ખીર રંધાતી સાભળી તેણે પોતાની માતા પાસે ખીરની માગણી કરી માતા પાસે ખીર કરી દેવાની

વસ્તુઓ ન હોવાથી તે ગવા લાગી, એટલે પાડોશણોએ તેને દુધ વિગેરે આપ્યુ માતાએ ખીર બધી ને પુત્રને ખાવા માટે પીરસી પછી પોતે કાંઈ કામ માટે બહાર ગઈ તેવામા માસ ખમણને પારણે બે મુનિઓ ત્યા પધાર્યા એટલે પેલા ગોપ-બાળકે એક ભાગ ખીરનો હર્ષથી વહોરાવ્યો, વળી થોડો અપાણો જાણી બીજો ભાગ આપ્યો, વળી થોડો અપાણો જાણી ત્રીજો ભાગ પણ વહોરાવી દીધો તે બાળક મરણ પામીને તુ કૃતપુણ્ય થયો છુ પૂર્વભવમા ત્રણ વાર અટકી અટકીને દાન દીધુ હતુ તેથી આ ભવમા આતરે આતરે સુખની પ્રાપ્તિ થઈ છે ' આ પ્રમાણે પૂર્વભવ સાભળી ઊહાપોહ કરતા જાતિસ્મરણજ્ઞાન ઉત્પન્ન થયુ તેથી પ્રભુના કહ્યા પ્રમાણે પૂર્વભવ દેખી વૈરાગ્ય પામ્યો અને મોટા પુત્રને ઘરનો ભાર ભળાવી પોતે પ્રભુ પાસે ચારિત્ર ગ્રહણ કર્યું મહાતપયુક્ત ચારિત્રનુ આરાધન કરીને તે પાચમે દેવલોકે દેવ થયો ત્યાથી ચ્યવી મનુષ્ય થઈને મોક્ષે જશે.

ઇતિ કૃતપુણ્ય કથા

આ પ્રમાણે દાનધર્મથી ઉભયલોકમા સુખની પ્રાપ્તિ થયેલાના દૃષ્ટાતો આપીને હવે તેમાજ ભક્તિભાવ પ્રગટ કરતા કહે છે કે —

ઉપર કહ્યા પ્રમાણે સુપાત્રને દાન આપતો સુશ્રાવક મન, વચન, કાયાથી આત્માને કૃતકૃત્ય માનતો છતો ચિંતવે કે- ' આ જ મને મળેલા દ્રવ્યનુ સાર છે કે જે મે ઉત્તમ વસ્ત્ર પાત્રાદિ આજે નિર્ગ્રંથ એવા સાધુ મુનિરાજને અર્પણ કર્યું ' અહીં સુશ્રાવક એટલા માટે કહેલ છે કે ' અનિત્ય એવા દ્રવ્યાદિ પદાર્થસમૂહની સારમાન્યતા તેજ જાણી શકે છે ' અહીં શાસ્ત્રકાર તેના પુન્યવતપણાનુ કારણ કહે છે —

પુન્ય રહિત એવા મનુષ્યને ઘરે નિર્મમ ( મમત્ત્વવિનાના ), નિરભિમાની, ક્ષમાવંત ( ખાંત ), નોઇન્દ્રિય ( મન ) ને દમનારા ( દાંત ) અને જિતેંદ્રિય એવા મુસાધુઓ જતાજ નથી. ૧૮૯

આજ હકીકત દૃષ્ટાંતપુરઃસર કહે છે કે–' પ્રચંડ સૂર્યના તીવ્ર કિરણોના સંપર્કથી તપેલી અને તપેલા રેતીના કણોથી સર્વત્ર અગ્નિમય જણાતી, વળી ખોરડી ને કેરડા વિગેરે અધમ વૃક્ષથી પણ રહિત એવી મારવાડની ભૂમિમાં અત્યંત સંકલ્પ-સમૂહવડે માગેલ સર્વ વાંછિત પૂરવાને સમર્થ અને સર્વ પ્રકારના દારિદ્રયનો જેણે મૂળથીજ નાશ કરી નાખ્યો છે એવું કલ્પ-વૃક્ષ ક્યાંથી હોય ? વળી જ્યા અનેક ગાય વિગેરે પશુઓના અતિ બીભત્સ ને દુર્ગંધી મૃતક કલેવરો પડેલા છે એવા માતંગ (ઢેઢ) ના ઘરમા દેવોની શ્રેણિઓ યુક્ત દેવરાજ( ઇંદ્ર ) ને બેસવા લાયક દેવોએ શોભાવેલો ઐરાવણ હસ્તી ક્યાથી હોય ? તેમજ ધાન્ય વિનાના હાંડલાઓ જ્યાં પડેલા છે અને તેથી દુર્દાંત એવા બાળકો ખાવા માટે કલહ કરી રહ્યા છે એવા દરિદ્રીના ઘરમાં કરી છે નેત્રની ને મનની તુષ્ટિ જેણે એવી સુવર્ણની વૃષ્ટિ ક્યાંથી હોય ? અને અત્યંત અંધકારના સમૂહથી પદાર્થમાત્ર ન જોઈ શકાય તેવી તમિસ્રા ગુફામા દેદીપ્યમાન કર્યા છે નજીકના સમસ્ત પદાર્થોને જેણે એવો રત્નપ્રદીપ ક્યાંથી હોય ? એ વસ્તુઓ જેમ તે તે સ્થાનકે ન હોય તેમ નિર્ભાગીને ઘરે પૂર્વોક્ત ગુણવાળા મુનિરાજનું આગમન પણ ન હોય

એવા ગુરૂમહારાજનું આગમન તો ભાગ્યવંતને ઘરેજ થાય છે અને તેમને પણ જ્યારે એવો ગુરૂમહારાજનો લાભ પ્રાપ્ત થાય છે ત્યારે તે ચિંતવે છે કે–' કયા એવા સ્વર્ગ અપ-

વર્ગની પ્રાપ્તિ કરાવે તેવા ગુણગણને ધારણ કરનારા સાધુઓ અને કયા તેવા ગુણોથી વિકળ માટી જેવા સાધારણ મનુષ્યો ' આજે હુ ધ ય થયો, કૃતાર્થ થયો અને આજે મારા મનોરથો પૂર્ણ થયા ' ૧૮૮

વળી એવા મુનિરાજને અન્નપાનાદિવડે પડિલાભીને વિચારે કે—' આજ હુ ધન્ય થયો, સુકૃતાર્થ થયો, આજે મારા મનોરથ પૂર્ણ થયા કે જેથી મે આજે એવા મુનિરાજને પરમ ભક્તિવડે પડિલાભ્યા ' ૧૮૯

હવે સવ દાનમા વસતિ (ઉપાશ્રય)ના દાનનુ સર્વોત્તમપણુ બતાવે છે —

"ત્યારપછી એટલે અન્નાદિ દાન દીધા પછી મુનિશ્રેષ્ઠને વદન કરીને સવ દાનમા પ્રધાન અને દેવા યોગ્ય સર્વ વસ્તુમા ઉત્તમ મૂળગુણાદિ દોષ ને કાલાતિક્રાત વિગેરે દોષ રહિત એવી વસતિને માટે એટલે એવા સ્થાનમા રહેવાને માટે નિમત્રણા કરે " ૧૯૦

સર્વ દાનમા વસતિદાનનુ પ્રાધાન્યપણુ સહેતુક બતાવે છે —

" વસ્ત્ર અને અન્નપાનાદિ સવ દાનમા વસતિદાનનુ પ્રધાનપણ છે કારણકે જેણે વસતિદાન આપ્યુ તેણે સર્વ આપ્યુ એમ સમજવુ એટલે તેણે સ્વાધ્યાય, ધ્યાન, અશન, પાન, ઉપધિ વિગેરે સવ આપ્યુ , વળી સુખ, બળવૃદ્ધિ અને ચારિત્રશુદ્ધિ પણ આપી ૧૯૧ તે આ પ્રમાણે—સ્વાધ્યાય વાચનાદિ પાચ પ્રકારે છે તે નિ ાબાધ એવી વસતિમા માસકલ્પાદિ રહેનારાઓથી અસ્ખલિતપણે થઈ શકે છે ધ્યાન પણ ધર્મ ધ્યાનાદિ તેવી વસતિમા સુસાધ્ય થાય છે વળી તેવા સ્થાનમા રહ્યા સતા અશન પાન

ઉપધિ વિગેરે સાધુને સહેજે પ્રાપ્ત થાય છે, સુખ–સાધારણ શય્યા વિગેરેના સદ્ભાવથી શરીરસ્વાસ્થ્ય પણ ત્યાં મળી શકે છે. વળી તેવી વસતિમાં રહેવાથી દશવિધ વૈયાવચ્ચમાં ઉદ્યત એવા સાધુને વાતપિત્તાદિ પ્રકોપના અભાવથી વિશિષ્ટ **સામર્થ્ય**ની વૃદ્ધિ થાય છે અને નિર્વિઘ્નપણે અધ્યયનાદિ થવાથી જ્ઞાનાદિકની પુષ્ટિ થાય છે. એ બધી **બળવૃદ્ધિ** સમજવી વળી **ચારિત્રની વિશુદ્ધિ** સ્ત્રી, પશુ, પંડક અને ત્રસાદિકના સંસક્તપણાદિ દોષ રહિત વસતિમાં રહેવાથી ચારિત્રની શુદ્ધિ થાય એ તો પ્રસિદ્ધ જ છે. એટલે એ બધા વાનાં જેણે વસતિ આપી તેણે પરમાર્થે આપ્યા એમ સમજવું. જો એવી વસતિ ન હોય તો તે બધામાં ખામી આવે છે.

હવે એવા શય્યા (વસતિ) દાન કરનારને ઐહિક સુખની પ્રાપ્તિરૂપ ફળ પ્રાપ્ત થાય છે તે બતાવે છેઃ–

‘ વિમુક્તમોહી અર્થાત્ વસતિ વિગેરેમા મમત્વ રહિત એવા સુસાધુને જે મનુષ્ય પ્રફુલ્લિત ચિત્તે ( પારકા ઉપરોધથી પરાધીનપણે નહીં ) વસતિનું દાન આપે છે તે મનુષ્ય આ જન્મમા પણ સુકીર્ત્તિ અને ઉત્તમ ભોગ મેળવે છે એમ જિનેશ્વરોએ કહ્યુ છે. કારણ કે અત્યુગ્ર પુણ્યનું ફળ આ ભવમાં પણ મળી શકે છે. ’ ૧૯૨.

હવે પરલોકમા તેને જે ફળ પ્રાપ્ત થાય છે તે કહે છે—

‘ તેને પરલોકમા દેવ સંબંધી મહર્દ્ધિની પ્રાપ્તિ થાય છે. અર્થાત્ તે મહર્દ્ધિક દેવ થાય છે, ઇંદ્ર થાય છે, અથવા ઇંદ્રનો સામાનિક દેવ થાય છે, કે જે મુનિરાજને રહેવા ઉપાશ્રય આપે છે. ૧૯૩.

હવે વળી ઐહિક આયુષ્મિક બને પ્રકારના દગને પ્રાપ્ત કરનારના નામ કહે છે –

"અવતિસુકુમાળ, વકચૂળ રાજા અને ઉત્પળમાળા ગણિકા વિગેરેના આ વિષયપર દષ્ટાંતો જાણવા ૧૯૪

અવતિસુકુમાળનુ દષ્ટાત પ્રસિદ્ધ છે, ઉત્પળમાળાનુ અપ્રસિદ્ધ છે અને વકચૂળનુ દષ્ટાત આ પ્રમાણે છે —

**ઢીપુરી** નામની નગરીમા **વિમળયશ** નામે રાજા હતો તેને **પુષ્પચૂળ** ને પુષ્પચૂળા નામના પુત્ર પુત્રી હતા. પુષ્પચૂળ સ્વભાવેજ ઉદ્ધત હોવાથી લોકો તેને **વકચૂળ** કહીને બોલાવતા. તેના ઉદ્ધતપણાની મહાજનના કહેવાથી ખબર પડતા રાજાએ ક્રોધે કરીને તેને નગર બહાર કાઢી મૂકયો તે મોટા અરણ્યમા ગયો તેની બહેન તેમજ તેની સ્ત્રી પણ તેના સ્નેહે કરીને તેની પાછળ ગઈ ભિલ્લો તેને પોતાની પલ્લીમા લઇ ગયા અને તેને પોતાનો રાજા સ્થાપ્યો એકદા તે સિહગુહા નામની પલ્લીમા કોઇ આચાર્ય પધાર્યા વર્ષાકાળ થવાથી ત્યા રહેવા માટે તેમણે વકચૂળ પાસે વસતિની યાચના કરી વકચૂળે કહ્યુ કે– 'મારા સીમાડા સુધીમા તમારે કોઇને ધર્મ ન કહેવો, મૌન પણે રહેવુ, એમ કબુલ કરો તો રહેવા આપુ ' આચાર્યે કહ્યુ કે–' તે વાત કબુલ છે, પણ અમે રહીએ ત્યાસુધી તારે જીવવધ ન કરવો ' વકચૂળે તે કબુલ કર્યું સૂરિ ચોમાસુ રહ્યા ચોમાસાને અંતે સૂરિએ પોતાનો વિહારસમય વકચૂળને જણાવ્યો કહ્યુ છે કે–" મુનિઓનો, પક્ષીઓનો, ભ્રમરોનો, ગોકુળનો અને શરદ ઋતુના મેઘનો અનિયત વાસજ હોય છે '

આચાર્યે વિહાર કર્યો, એટલે કેટલીક જમીન સુધી તે વંકચૂળ વળાવવા ગયો. તેની સીમા પૂરી થતાં સૂરિ બોલ્યા કે-'હે વંકચૂળ ! તું આટલા અભિગ્રહ લે. ૧ અજાણ્યુ ફળ ખાવું નહીં. ૨ કોઇને મારવો તો સાત આઠ પગલાં પાછા ઓસરીને (હઠીને)પછી ઘા કરવો. ૩ રાજાની પટ રાણીનું સેવન ન કરવું અને ૪ કાગડાનું માંસ ન ખાવું.' આ ચારે નિયમ સુલભ હોવાથી વંકચૂળે સ્વીકાર્યા. ગુરૂએ વિહાર કર્યો ને વંકચૂળ નમસ્કાર કરીને પોતાને સ્થાને આવ્યો.

એકદા તે ચોરોની સાથે કાંઇક ધાડ પાડવા ગયો. માર્ગમાં એક અરણ્ય આવ્યુ. ત્યાં સૌ ભૂખ્યા થયા. બીજા ચોરોએ તો રૂપકડા ને સ્વાદુ હોવાથી કિંપાક વૃક્ષના ફળ ખાધા. વંકચૂળે તેનું નામ ન જાણવાથી ન ખાધાં. પરિણામે તેના ખાનારા બધા ચોર મરણ પામ્યા. વંકચૂળ બચ્યો. તેણે વિચાર્યું કે 'અહો ! નિયમનુ ફળ કેવું શ્રેષ્ઠ છે ?' તે એકલો ઘરે પાછો આવ્યો. ઘરમાં પ્રવેશ કરતા પોતાની સ્ત્રીને બીજા પુરૂષ સાથે સૂતેલી જોઈ ક્રોધાયમાન થયો. તેને મારવા ઇચ્છતા નિયમ સાંભરવાથી સાત આઠ ડગલા પાછો હઠ્યો, એટલે તેનું ખડ્ગ બારણા સાથે અથડાવાથી તેના સ્વરને લીધે તેની બહેન જાગી ઉઠી અને 'તું કોણ ?' એમ પૂછ્યુ. તેના સ્વરથી પોતાની બહેન પુરૂષ-વેશધારી છે એમ જાણી વંકચૂળે પૂછ્યું કે-'તે આ પુરૂષનો વેશ કેમ ધારણ કર્યો છે ?' તેણે કહ્યું કે–'આજે નાટકીઆ રમવા આવ્યા હતા, તે વખતે તમારો વેશ ધારણ કરીને હું જોવા બેઠી હતી, થાકી જવાથી તેવા વેશેજ સૂઇ ગઈ' તે સાંભળી બીજા નિયમથી પોતાની બહેનનો બચાવ થયેલો જાણી

ગુરૂમહારાજની પ્રશંસા કરી

એકદા ત્યાં આવેલા સૂરિના શિષ્યને નમીને જિનપ્રાસાદ તથા જિનબિંબ સ્થાપન કરવા સંબંધી દેશના સાંભળી તેણે ત પાગમાજ ચર્મણવતી નદીને કિનારે શ્રી વીરપરમાત્માનો પ્રાસાદ કરાવ્યો તે તીર્થરૂપ થયો કાળાંતરે એક વણિક સ્ત્રી સહિત યાત્રા કરવા નીકળ્યો, માર્ગમાં ચર્મણવતી નદી આવવાથી તે ઉતરવા માટે દંપતી નાવમાં બેઠા ત્યાં ચૈત્યનું શિખર જોઈને ચંદનાદિ દ્રવ્યથી ભરેલા સુવર્ણના કચોળાવડે તે દ્રવ્ય ચૈત્ય સન્મુખ તે વણિકની સ્ત્રી નાખવા લાગી એમ કરતા તેના હાથમાંથી તે કચોળુ નદીમાં પડી ગયું ત્યારે વણિકે કહ્યું કે– 'અરે ! આ રત્નજડિત સુવર્ણનું કચોળું રાજાનું ઘરેણે રાખેલું છે, તેનો ઉત્તર શું આપીશ ? ' એટલે તેના કહેવાથી કોઈ ધીવર કચોળુ શોધવા પાણીમાં પડ્યો, તેણે શ્રી પાર્શ્વનાથના બિંબની પાસે રહેલું તે કચોળુ લઈને વણિકને આપ્યું તે રાત્રીએ નાવિકે સ્વપ્ન દીઠું કે–' આ નદીમાં પુલની માળા નાખવી તે જ્યાં સ્થિત થાય ત્યાં નીચે જળમાં એક જિનબિંબ છે તે શોધીને તારે વંક ચૂળને આપવું ' નાવિકે તે પ્રમાણે કર્યું અને જિનબિંબ વંકચૂળને આપ્યું, વંકચૂળે તેને દ્રવ્ય આપવાવડે સંતુષ્ટ કર્યો અને શ્રી વીર પ્રભુના પ્રાસાદના બહિર્મંડપમાં તે પાર્શ્વપ્રભુની સ્થાપના કરી. પછી તેને માટે નવીન ચૈત્ય કરાવીને તેમાં પધરાવવા માટે તે બિંબને ઉત્થાપવા માંડ્યું પણ કોઈ રીતે ઉત્થાપન થઈ શક્યું નહીં. ત્યાંજ સ્થિત રહ્યું અદ્યાપિ પણ તે બહિર્મંડપમાંજ સ્થિત છે

પેલા ધીવરે ફરીને વંકચૂળને કહ્યું કે–' ત્યાં બીજા એક બિંબ ને સુવર્ણનો રથ છે ' તે સાંભળી વંકચૂળે પોતાની

સભામાં પૂછ્યું કે–' આ બે બિંબોની હકીકત કોઈ જાણો છો ?' તે વખતે કોઈ વૃદ્ધે કહ્યું કે–' હે સ્વામી ! પૂર્વે પ્રજાપાળ રાજા શત્રુના સૈન્યની સાથે યુદ્ધ કરવા ગયા હતા. તે વખતે ભય પામીને તેની સ્ત્રી પોતાનું દ્રવ્ય અને આ બે બિંબ સોનાના રથમાં સ્થાપન કરીને જળને કિલ્લારૂપ માની ચર્મણ્વતી નદીમાં એક નાવિકામાં તે રથ નાખીને પોતે રહી હતી. તેને કોઇ ખળ પુરૂષે રાજાના મૃત્યુની ખોટી વાત કરી, એટલે તે નાવિકાને આક્રમણ કરીને નદીમા તળીએ બેસાડી દીધી રાણી મરણ પામીને પ્રભુના ધ્યાનથી દેવપણુ પામી. તે દેવ એ બિંબનો ભક્ત થયેલ હશે, નહીં તો તેનો આવો મહિમા કયાથી થાય ? તે બે બિંબમાંથી એક આપને મળ્યુ છે ને બીજું ત્યાં હોવાનો સંભવ છે.' આ વાત સાભળીને તે બીજું બિંબ કાઢવા માટે વંકચૂળે ઘણા પ્રયાસ કર્યા પણ તે નીકળી શકયુ નહીં. સાંભળીએ છીએ કે તે બિંબ વર્ષમાં એક દિવસ દર્શન આપે છે. અહીં વીરપ્રભુના મંદિરમાં વીરપ્રભુના બિંબની અપેક્ષાએ પાર્શ્વપ્રભુનુ બિંબ ઘણું નાનું હોવાથી બાળક જેવુ દેખાવાથી લોકોએ તેનું **ચેલ્લણ** નામ પાડ્યું. એટલે તે **ચેલ્લણ પાર્શ્વનાથ** કહેવાણા. સિંહગુહાપલ્લી અનુક્રમે મોટા નગરરૂપ થઈ ગઈ. હજુ પણ તે નગરીમાં શ્રી વીરપ્રભુની અને ચેલ્લણ પાર્શ્વનાથની યાત્રા માટે લોકો આવે છે અને ઉત્સવોવડે તેમને આરાધે છે.

અન્યદા વંકચૂળ ઉજ્જયિનીનો રાજ્યભંડાર લુટવા માટે તેના બહારના ભાગથી ઘોના પુચ્છ સાથે વળગીને ઉપર ચડ્યો. અંદર પ્રવેશ કર્યો. ભંડાર દીઠો. તેવામાં રાજાની પટરાણીએ તેને જોયો, એટલે પૂછ્યુ કે–' તું કોણ છે ?' તેણે કહ્યું કે–

'હુ ચોર છુ ' રાણી બોલી કે-' તુ ભય પામીશ નહી, પણ પ્રથમ તુ મારી સાથે રમણ કર ' પછી તુ જોઈએ એટલુ દ્રવ્ય ભડારમાથી લઇ જજે ' વકચૂળે પુછ્યુ કે-' તુ કોણ છુ ? ' તે બોલી કે-' હુ રાજાની પટરાણી છુ ' એટલે વકચૂળે કહ્યુ કે-' ત્યારે તો તું મારી માતા છે તેથી તુ ચાલી જા ને હુ પણ જાઉ છુ ' એવા વચન તેના સાભળીને રાણીએ પોતાના નખવડે પોતાનુ શરીર વિદારીને પોકાર કર્યો એટલે રક્ષકો દોડી આવ્યા તેણે વકચૂળને પકડીને બાધી લીધો આ બધી હકીકત પ્રચ્છન્ન રહેના રાજાએ જોઇ તેણે વિચાર્યું કે-' અહો ! સ્ત્રી-ચરિત્ર કેવુ અગમ્ય છે ? ' સવારે રક્ષકોએ વકચૂળને રાજા પાસે રજુ કર્યો રાજાએ તેના બધન છોડાવી નાખ્યા વકચૂળ રાજાને નમીને પાસે બેઠો રાજાએ પૂછ્યુ કે-' તુ શા માટે રાજમહેલમા પેઠો હતો ? ' વકચૂળે કહ્યુ કે-' ચોરી કરવા પેઠો હતો તેવામા રાણીએ દીઠો અને તેણે પોકાર કરવાથી રક્ષકોએ આવીને મને પકડ્યો ' બીજી વાત ન કરવાથી રાજા તેનાપર તુષ્ટમાન થયો અને પુત્ર કરીને રાખ્યો પછી રાજાએ રાણીને મારવાનો હુકમ કર્યો તેને વકચૂળે બચાવી, મારવા ન દીધી વકચૂળ વિચારે છે કે-' અહો ! મુનિએ આપેલા નિયમનુ ફળ કેવુ શ્રેષ્ઠ મળ્યુ ? '

અન્યદા રાજાએ તેને કોઇની સાથે યુદ્ધ કરવા મોકલ્યો ત્યા તેને ઘણા ગાઢ શસ્ત્રપ્રહારો વાગ્યા સેવકો તેને તે સ્થિતિમા રાજા પાસે લઇ આવ્યા રાજાએ ઘણા વૈદ્યોને બોલાવ્યા તેમણે એકમતે કાગડાનુ માસ ઔષધરૂપે ખાવાનુ કહ્યુ વકચૂળને તેનો નિયમ હોવાથી તેણે તે વાત સ્વીકારી નહી. રાજાએ તેને

સમજાવવા માટે તેના મિત્ર જિનદાસને નજીકના ગામથી બોલાવ્યો, જિનદાસે અવતિ આવતા માર્ગમાં બે સ્ત્રીઓને રોતી દીઠી. તેથી તેણે પૃછયુ કે-'તમે શા માટે રૂઓ છો?' તેણીએ કહ્યું કે-' અમે સૌધર્મ દેવલોકવાસી દેવીઓ છીએ. અમારો સ્વામી ચ્યવી ગયો છે. આ વંકચૂળ જો કાગડાનું માંસ ન ખાય તો મરણ પામીને અમારો સ્વામી થઈ શકે તેમ છે, પણ તમારા કહેવાથી તે નિયમનો ભગ કરી દુર્ગતિએ જશે. તે અમારા રૂદનનો હેતુ છે.' જિનદાસે કહ્યું કે-' હું વ્રત ભંગાવીશ નહીં. પણ ઉલટો દૃઢ કરીશ.' પછી તે વંકચૂળ પાસે આવ્યો. તેને રાજાએ પ્રેરણા કરી કે વંકચૂળને સમજાવીને કાક-માંસ ખાય તેમ કરો.' છતાં તેણે તો વંકચૂળને કહ્યું કે-'વ્યાધિ સારો, મૃત્યુ આવે તે સારૂં, અને દરિદ્ર થવું સારૂં પણ ગ્રહણ કરેલા વ્રતનો ભગ કરવો કે અકાર્ય કરવુ તે સારૂં નહીં.' ઇત્યાદિ કહેવાવડે નિયમમાં દૃઢ કરવાથી વંકચૂળ શુભ ભાવે મરણ પામીને બારમા દેવલોકે દેવ થયો. વળતી વખત પણ પેલી બે દેવીઓને રોતી જોઈને જિનદાસે પૃછયું કે-'હવે કેમ રૂઓ છો ? મે તેને માંસ ખવરાવ્યુ નથી.' દેવીઓ બોલી કે-'તે તો વિશેષ આરાધના થવાથી અચ્યુત દેવલોકે ગયેલ છે; અમારો ભર્ત્તાર થયો નથી, તેથી રોઇએ છીએ.' એ વાત સાંભળીને જિનદાસ રાજી થઈ ઘરે આવ્યો આ પ્રમાણે ઢીપુરી તીર્થનો નિર્માતા વંકચૂળ છે. તેની કથા પૂર્ણ થઇ.

ઇતિ વંકચૂળ કથા.

મુનિને વસતિનુ દાન આપનાર સ્વર્ગમાથી ચ્યવીને પણ જે સુખ પામે તે કહે છે-તે જીવ મનુષ્યપણામાં પણ અન્યૂન

સુખ પામે છે, દીર્ઘ આયુષ્ય પામે છે, તેનુ અપમૃત્યુ થતુ નથી, તે સમકિતદૃષ્ટિ થાય છે, લોકો તેનુ વચન ગ્રહણ કરે એવો આદેય નામકર્મવાળો થાય છે અને વિશાળ લક્ષ્મીયુક્ત મહાત્મા બને છે ૧૯૫

પૂર્વે સર્વ પ્રકારના દાનમા **શય્યાદાન** શ્રેષ્ઠ કહ્યુ છે તેનુ કારણ કહે છે-એવી વસતિને પામીને મુનિ શ્રાવકોને ધર્મ સમજાવે છે, તેની ચિતવના કરે છે, ભવ્ય જીવોને ભણાવે છે, શ્રાવકોની સભામા વ્યાખ્યાન આપે છે અને આત્મશક્તિમાં વૃદ્ધિ કરે છે ધન્ય પુરૂષના ધામમા રહીને મુનિ નિરતર આ પ્રમાણે પ્રવૃત્તિ કરે છે ૧૯૬

એવી વસતિનો સ્વામીજ ધન્ય નહીં પણ તેની અનુમોદના કરનાર પણ ધન્યવાદને પાત્ર છે કહ્યુ છે કે-' રાજ્ય, દેશ, નગર, ભુવન અને ગૃહપતિને ધન્ય છે કે જ્યા અનેક પ્રકારના અનુગ્રહને કરનારા એવા મુનિ મહારાજ વિચરે છે ' આ પ્રમાણે ઉત્તમ જીવો અનુમોદના કરે છે ૧૯૭

વળી કહે છે કે-' જેણે લાખો ગુણયુક્ત એવા મુનિને ઉપાશ્રય રહેવા આપ્યો તેણે વસ્ત્ર, અન્ન, પાન, શયન, આસન સર્વ આપ્યુ એમ સમજવુ ' ૧૯૮

મુનિરાજ ઘરે પધાર્યા હોય તો તે અનાદિ વહોરીને પાછા જાય ત્યારે શ્રાવક દ્વાર સુધી પાછળ જાય અને પછી મુનિને શ્રીટાવદન કરીને પાછો વળે ત્યારપછી શુ કરે? તે કહે છે ૧૯૯

પોતાના સમાન ધર્મવાળા એટલે અરિહતના શાસનને માનવાવાળા સ્વામીભાઈઓનુ વસ્ત્ર અન્ન પાનાદિવડે સન્માન કરવુ

તે વાત્સલ્ય કહીએ. એવું સાધર્મિક વાત્સલ્ય શ્રાવકે ભક્તિથી નિર્ભરપણે બહુમાનપૂર્વક જરૂર કરવું. એમ સર્વદર્શી પરમાત્માએ કહ્યું છે. કારણ કે-એથી શાસનની પ્રભાવના થાય છે. ૨૦૦.

આ હકીકત દૃષ્ટાંતપુરઃસર કહેવામાં આવે છેઃ—

ક્ષીરાશ્રવાદિ મહાલબ્ધિના પ્રભાવયુક્ત અને અલુબ્ધ તથા અલુબ્ધત્વાદિ ગુણગણ સંયુક્ત તેમજ શ્રુતસાગર-દશ પૂર્વરૂપી પયના સમુદ્ર એવા શ્રી વજ્રસ્વામીએ કહ્યુ છે કે-'સ્વામિવચ્છળને વિષે જરૂર ઉદ્યમ કરવો.' આવા અર્હંત વચનનુ સ્મરણ કરતા એવા તેજ મહાત્માએ શ્રીસંઘનો દુર્ભિક્ષાદિ આપત્તિમાંથી ઉદ્ધાર કરવાવડે તેમનું વાત્સલ્ય કરેલું છે. ૨૦૧.

આ પ્રમાણે સાધર્મિકવાત્સલ્યની આવશ્યક્તાનું સ્થાપન કરીને તે કેવી રીતે કરવુ ? તેને માટે કહે છે.-

તે કારણ માટે શ્રાવકે માત્ર નમસ્કાર મંત્રને ધારણ કરનાર શ્રાવકને પણ પોતાના પરમ બાંધવરૂપ ગણવો. ૨૦૨.

આ પ્રમાણે સમજીને શ્રાવકે વિવાદ, કલહ અને દ્વેષાદિ સર્વ પ્રકાર સાધર્મિક સાથે વર્જવા-કદી પણ ન કરવા શ્રાવક જો કે અન્યની સાથે પણ વિવાદ કલહાદિ ન કરે તો સાધર્મીની સાથે તો કેમજ કરે ? ૨૦૩.

આમાં વિવાદ શબ્દે રાજદરબારે અથવા કોર્ટે ચડવું તે વર્જવાનું કહ્યું છે.

જે શ્રાવક સહધર્મી એવા શ્રાવકને પ્રહારાદિવડે હણે છે, તે ત્રિલોકબંધુ-પરમાત્માની આશાતના-તેમના વચનનું ઉલ્લંઘન કરવાવડે કરે છે એમ સમજવું. ૨૦૪.

તેજ ધનધાન્યાદિ સપદારૂપ અર્થ અતિશયે કરીને ઉત્તમ-પ્રધાન કહીએ તેમજ તેજ સામર્થ્ય, પ્રભુતા અથવા શરીરબળ કહીએ અને તેજ વિજ્ઞાન-રાજકુળાદિમા જઇને વાત કહેવાની નિપુણતા કહીએ કે જેનો ઉપયોગ પોતાના સાધર્મીબધુઓ માટે થાય સુશ્રાવકો તે નિમિત્તેજ વ્યય કરીને પોતાને પ્રાપ્ત થયેલા અર્થ, સામર્થ્ય ને નિપુણતાને સાર્થક કરે છે ૨૦૫

અન્ય અન્ય સુરાષ્ટ્ર, મારવાડ, માળવાદિ દેશોમાથી તીર્થ-યાત્રાદિ અર્થે આવેલા, તેમજ અન્ય અન્ય પોરવાડ, પલ્લીવાળ વિગેરે જાતિવાળા, તેમજ બ્રાહ્મણ ક્ષત્રિયાદિ કુળવાળા અને સમ્યક્ત્વ, અણુવ્રતના ધારક તેમજ ક્ષમાદિ ગુણવાળા તે તે ગુણોને વિષે દઢપણે સ્થિત થયેલા, વળી શ્રી તીર્થંકર મહારાજના વચનમા સ્થિત થયેલા એટલે કે અસદાગ્રહનો ત્યાગ કરીને ભ ાવતની આજ્ઞાના પાળનારા એવા શ્રાવકોનો વસ્ત્ર, અન્ન, પાન, ખાદિમ, સ્વાદિમ, આસન, પુષ્પ પત્ર, ફળ, તબોળાદિવડે પૂર્ણ રીતે સત્કાર કરવો સુશ્રાવકનુ આ ખાસ કર્તવ્ય છે પૂર્વે શ્રી ભરતચક્રી વિગેરેએ તે કરેલ પણ છે ૨૦૬-૭

અહીં અનપાન આપવાવડે દુર્ભિક્ષાદિમાથી ઉદ્ધાર કરવાનુ તમજ અન્ય દુ ખમાથી—રાજગૃહાદિકમાથી લઈ આવવા રૂપ આપત્તિમાથી પણ ઉદ્ધાર કરવાનુ સમજવુ ૨ ૭ તે ઉપર દ્રષ્ટાત કહે છે —

રામચદ્રે વનવાસની અવસ્થામા પણ જેમ વજ્રકર્ણનુ વાત્સલ્ય કર્યુ -તેને સિંહોદરના ઉપદ્રવમાથી લક્ષ્મણને મોકલીને છોડાવ્યો, તે પ્રમાણે અન્ય શ્રાવકોએ પણ પોતપોતાની શક્તિ અનુસાર અન્ય સાધર્મીનો ઉદ્ધાર કરવો ૨૦૮

ઉપર સાધર્મિકનુ દ્રવ્યવાત્સલ્ય કરવાનું કહ્યું, હવે ભાવ-વાત્સલ્ય કેવી રીતે કરવુ ? તે કહે છેઃ—

સાધર્મિકનું વાત્સલ્ય આ બીજા પ્રકારનું જાણવું-સમજવુ. તે ભાવવાત્સલ્ય કહેવાય છે. ધર્મકાર્યમાં-જિનપૂજા, સામાયિક, પોસહાદિ ધર્માનુષ્ઠાનમાં સીદાતા-પ્રમાદ કરતા શ્રાવકને સર્વ પ્રકારે પ્રેરણા કરીને તેમાં ઉદ્યમી થાય-જોડાય એમ કરવુ. ૨૦૯. કહ્યુ છે કેઃ—

" સારણા. વારણા, ચોયણા, પડિચોયણા-શ્રાવકે પણ અન્ય શ્રાવકના હિત માટે કરવી " ૨૧૦. તેમા વિસ્મરણ થયેલ ધર્મકૃત્ય સભારી આપવું તે **સારણા**, કુસંગાદિક અકૃત્યથી વારવો-નિષેધ કરવો તે **વારણા**, આ પ્રમાણે સારણા, વારણા કર્યા છતાં પણ કોઈ બહુ પ્રમાદી જીવ નિયમસ્ખલનાદિ કરે તો તેને મીઠે વચને કહે કે-' તમને આવા ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલાને આમ કરવુ યોગ્ય છે ? ' આ પ્રમાણે ઉપાલંભ-પૂર્વક કહેવુ તે નોદના જાણવી અને એવી રીતે વારંવાર સ્ખલના કરનારને ' ધિક્કાર છે ! તને અને તારા જીવિતવ્યને ! ' ઇત્યાદિ નિષ્ઠુર વાક્યો કહેવાવડે ઠેકાણે લાવવો તે **પ્રતિનોદના** જાણવી. કહ્યુ છે કે.—

" કોઈ જીવ તેના આચારથી પ્રભ્રષ્ટ થયેલ હોય કે થતો હોય તેને સારણા, વારણાવડે પાછો સ્થિર કરવો-અનાચારથી નિવારવો, માર્ગ ચુકેલાને ચોયણા-પ્રેરણા કરવી અને નિષ્ઠુરને પ્રતિચોયણા કરવી "

આ સારણા વિગેરે સાધુએજ કરવાની છે એમ ન સમ-

જવુ, શ્રાવકને પણ આ શુદ્ધિ કરવાનુ કહ્યુ છે દુષમકાળના પ્રભાવથી પ્રમાદની પ્રચુરતા વતી હોવાથી શ્રાવકોના હિતને માટે, બને લોકમા સુખદાયક હોવાથી તેમજ પ્રમોદને આપનાર હોવાથી આરાધનાદિકનો ઉપયોગ કરવો. ૧૦

જે કોઈ અપ્રીતિ ઉપજવાના ભયથી આરાધનાદિ કરતા નથી તેને માટે કહે છે કે–'સ્મારણાદિક કરવાથી અન્ય કદી કોપ પામે, અથવા કાર અહિતનુ હોય તો કોપ ન પામે, કોઈ ભારે-કર્મી જીવને સ્મારણાદિ ઝેર જેવી ઉદગકારક લાગે અને તે પરાડ્મુખ થઈ જાય-તો પણ હિતબુદ્ધિએ કહેનારાએ તો કડવુ ઔષધ પાવાની જેમ મિથ્યાત્વરૂપ વ્યાધિને દૂર કરનાર સ્મારણાદિ સુંદર ભાષામા અવશ્ય કરવાનુ રાખવુ કારણ કે તે સ્વપર ગુણકારક છે પ્રમાદનો પરિહાર કરવાવડે ધર્મરૂપી કાર્યને પુષ્ટ કરનાર છે, અને ગુણોની વિધાતા છે ૧૧

જે વધા પ્રમાદવાન હોય છે તે મોટા અનર્થને પામે છે તે વિષે કહે છે—

નિદ્રા વિકથાદિ પ્રમાદરૂપ મદિરાથી મત્ત થયેલ પ્રાણી જ્ઞાનાચારાદિના વિનાશ પણાવડે–વિશિષ્ટ ચેતનાથી વિકલ થવાને લીધે શ્રુતસાગરનો પારગામી હોય, દ્વાદશાંગીનો ધારક હોય તો પણ સાધારણ વનસ્પતિરૂપ અનંતકાયના અનંત કાળ પર્યંત રહે છે-તેમાને તમા પરિભ્રમણ કર્યા કરે છે તો પછી અલ્પશ્રુત માટે તો શુ કહેવુ ? કહ્યુ છે કે—

"ચૌદપૂર્વી, આહારક શરીરી, મનપર્યવજ્ઞાની અને અગ્યારમે ગુણઠાણે પહોંચેલા વીતરાગ છદ્મસ્થ મુનિ પણ પ્રમાદને પરવશ પડ્યા થકા ચાર ગતિમા પરિભ્રમણ કરે છે"

શ્રાવક અન્ય પ્રમાદમાં પડતાને કહે કે–' હે બંધુ ! તમને કાલે પોસહશાળામાં- ઉપાશ્રયમાં–સામાયિકશાળામાં દીઠા નહીં, તેમજ જિનાલયમા પણ જોયા નહીં, મુનિરાજની પાસે જણાયા નહીં, તો શા કામમાં રોકાઈ ગયા હતા ?' આ પ્રમાણે પૂછતાં જો તે સાચો ઉત્તર આપે અને તે પ્રમાદમાં પડેલ જણાય તો તેને યથાયોગ્ય શિખામણ આપીને પાછો ધર્મકાર્યમાં પ્રવર્તાવે, આ પ્રેરણા સમજવી; પરતુ તેને ધર્મયુક્ત શિક્ષા મીઠા વચને આપવી કે જેથી તેને આહ્લાદ થાય. ૨૧૩–૧૯.

તેને કેવી રીતે હિતશિક્ષા આપવી ? તે કહે છેઃ—

પ્રથમ કહે કે–હે બધુ ! આ મનુષ્યજન્મ પામવો બહુ દુર્લભ છે, તેને માટે શાસ્ત્રમાં દશ દૃષ્ટાત આપેલા છે, તે સાંભળ !

બ્રહ્મદત્ત ચક્રવર્તીના મિત્ર બ્રાહ્મણે આખા ભરતક્ષેત્રમાં દરેક ઘરે એકેક દિવસ જમવાનુ માગ્યુ. ચક્રવર્તીએ તે માગણી કબુલ કરી. પ્રથમ ચક્રવર્તીને ત્યાં જમ્યો. તેમા બહુ મીઠાશ આવી, પછી બીજે ઘેર જમતા તે ચક્રવર્તીના ઘરના ભોજનને સંભાર્યાં કરે છે, પણ આખા ભરતક્ષેત્રમાં ઘરે ઘરે જમતાં ફરીને ચક્રીને ત્યા જમવાનો વારો તેની જીંદગીમા પણ આવે ખરો ? નજ આવે તેમ આ મનુષ્યજન્મ પામેલો જો એકવાર નિરર્થક ખોઇ નાખ્યો તો ફરીને તે પામવો તેવો દુર્લભ છે. આ ચોલ્લગ અર્થાત્ ભોજનના વારાનુ પહેલુ દૃષ્ટાંત જાણવુ. ૧

ચાણક્ય પાસે દેવદત્ત પાસા હોવાથી તેની સાથે રમવું ને તેમાં જીતવું તે જેમ મુશ્કેલ છે તેમ મનુષ્યપણાની ફરીને પ્રાપ્તિ મુશ્કેલ સમજવી ૨.

આખા ભરતક્ષેત્રમા એક વર્ષમા નીપજેલુ ધાન્ય ભેગુ કરી તેમા એક ખોબો સરસવ નાખી ભેળવી દઇ એક બુઢ્ઢી ડોશીને તેટલા સરસવ પછા કાઢી દેવાનુ કહેવુ—તે બનવુ જેટલુ મુશ્કેલ છે તેટલી ફરીને મનુષ્યભવની પ્રાપ્તિ મુશ્કેલ સમજવી ૩

રાજ્યના અભિલાષી કુમારે કહ્યુ કે—એક મહેલના ૧૦૮ સ્તભ અને તે દરેકની ૧૦૮ હાશો, તે દરેક હાશ ૧૦૮ વાર જૂતમા જીતવાથી જીતી શકાય એમ અવિચ્છિન્ન જીતાય ત્યારે રાજ્ય મળે તે બનવુ અત્યત મુશ્કેલ છતા કદી બને દરેક હાશ ને દરેક સ્તભ એ રીતે અવિચ્છિન્નપણે જૂતમા જીતીને રાજ્ય મેળવે, પરતુ આ મનુષ્યભવ ખોયેલો ફરીને પ્રાપ્ત થઇ શકે નહીં ૪

દેશાતરથી આવેલા વણિકોને વેચી દીધેલા રત્નો પિતાના આગ્રહથી પાછા મેળવવા તેનો પુત્ર દેશાતરમા ભમે પણ બધા રત્નો પાછા મેળવી શકે નહીં, પરતુ કદી તે મેળવે પણ મનુષ્ય-જન્મ ફરી પ્રાપ્ત થઈ શકે નહીં ૫ મહારાજ્યની પ્રાપ્તિ માટે તના હેતુભૂત ચદ્રનુ સ્વપ્ન વારવાર તેની ઇચ્છાથી સૂઇ રહેનારા કાપડીને ફરીને આવવુ મુશ્કેલ, તે પણ કદી આવે, પરતુ મનુષ્યજન્મ ફોગટ ગુમાવેલો ફરીને પ્રાપ્ત થાય નહી ૬ મત્રીનો દૌહિત્ર રાજપુત્ર સુરેદ્રદત્ત અવળા સવળા ફરતા ચક્રની ઉપર રહેલી રાધા નામની પુતળીના ડાબા નેત્રને ખાસ ચાલાકીથી વીંધી શક્યો તેમ ફરીથી એકાએક વીંધી શકે નહી તે રીતે મનુષ્યજન્મ પણ પાછો મેળવી શકાય નહીં ૭ આદ્ર ચર્મની જેવી ગાઢ શેવાળમા કોઈ વખત છિદ્ર પડયુ તેમાથી કાચબે પૂર્ણ ચદ્ર દીઠો તે જોવાને માટે પોતાના કુટુબને તેડવા ગયો, ત્યા તો તે છિદ્ર મળી ગયુ હવે ફરીને પાછુ છિદ્ર પડે ને કુટુબને

ચંદ્ર બતાવે એ બનવું જેટલુ મુશ્કેલ ને અશક્ય છે તે કરતાં પણ મનુષ્યજન્મ ફરીને પામવા વધારે અશક્ય છે. ૮. પારાવાર એવા સ્વયંભૂરમણ સમુદ્રની એક દિશાએ યુગ ( ધોસરૂં ) ને બીજી દિશાએ શમિલા ( ખીલી ) નાખવામાં આવે, તે ફરતાં ફરતા કોઈ કાળે પણ મળી જાય ને યુગમાં શમિલા પરોવાઈ જાય, એ બની શકેજ નહીં. તેના અસભાવ્યપણા કરતાં પણ ફરીને મનુષ્યજન્મની પ્રાપ્તિ વધારે અસંભાવ્ય છે. ૯. એક મોટા પ્રમાણવાળા સ્તભનું ચૂર્ણ કરી નાખીને તેના પરમાણુઓ કોઈ દેવે ચોતરફ ઉડાડી નાખ્યા હોય તેજ પરમાણુઓ પાછા ફરીને એકઠા થાય અને તેનો સ્તભ બને એ જેટલુ અસભવિત-કદી પણ ન બને તેવું લાગે છે તે કરતાં પણ વધારે અસંભવિત મનુષ્યજન્મની ફરીને પ્રાપ્તિ થવી તે છે. ૧૦.

આ પ્રમાણેના દશ દૃષ્ટાતો જે ટુંકામા બતાવ્યા છે તે લક્ષમા લઈ મનન કરી મનુષ્યજન્મની દુર્લભતા સમજી પ્રાપ્ત થયેલ મનુષ્યજન્મને સફળ કરવો. એ તાત્પર્યાર્થ છે.

મનુષ્યજન્મની પ્રાપ્તિ થયા છતાં પણ નીચ કુળાદિમાં-હીન જાતિમાં ઉપજવાથી મળેલો મનુષ્યજન્મ નિષ્ફળ થાય છે-ઉલટો દુર્ગતિમાં લઈ જનાર થાય છે, તેથી શ્રાવકનુ કુળ ને ઉત્તમ જાતિની પ્રાપ્તિ થાય ત્યારેજ મનુષ્યજન્મ ઉપયોગી થાય છે. ૨૧૧.

ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયા છતા પણ દુર્ગતિમા પડતા પ્રાણી-ઓને ધારી રાખે તે ધર્મ કહીએ. એવો ધર્મ સાંભળવો તે મહા દુર્લભ છે ધર્મશ્રવણ કરવામા આળસ્યાદિ તેર કાઠીયાઓ (ચોરો) ઘણોજ અતરાય કરે છે અને કદી કોઈ ધર્મધન મેળવ્યું હોય

તો તેને પણ ચોરી જાય છે-લુંટી જાય છે તે કાઠીયાના નામ —

૧ આળસ— ધર્મશ્રવણ કરવા જતા આળસ આવે, તેથી ન જાય

૨ મોહ—ધર્મ સાભળવા જતા સાસારિક મોહમા પડી જાય તેથી ન જાય

૩ અવજ્ઞા—ધર્મ નભળાવનાર મુનિની અવજ્ઞાથી ન જાય

૪ સ્તભ—માન-અભિમાનને લઈને ' ત્યા કાઇ આપણુ માન જળવાતુ નથી ' એમ ધારીને ન જાય

૫ ક્રોધ—' ત્યા આવનાર આપણા વિરોધીઓ છે, તેથી ત્યા શુ જઈએ ? ' એવી ક્રોધપ્રવૃત્તિથી ન જાય

૬ પ્રમાદ—વિષયાદિ અન્ય પ્રમાદમા પડી જવાથી ન જાય

૭ કૃપણતા—' ત્યા જઇશુ તો કાઇપણ ધર્મકાર્યમા-ટીપટીપોગમા આપવુ પડશે ' એમ ધારીને ન જાય

૮ ભય—કોઇ પણ જાતના ભયથી-એટલે ' રખે ત્યા કોઈ ઉપદ્રવ કરનાર આવી ચઢશે-રાજવિરૂદ્ધ વિચાર કરવા ભેળા થયા ઠરાવશે ' એવા ભયથી ન જાય

૯ શોક—શોકના કારણ પ્રાપ્ત થવાથી અથવા શોકીઓ સ્વભાવ હોવાથી ઘેર બેસી રહે-ધર્મ સાભળવા ન જાય

૧૦ અજ્ઞાન—જ્ઞાનાવરણીયના ઉદયથી-જ્ઞાન મેળવવાની ઇચ્છાજ ન થવાથી ધર્મ સાભળવા ન જાય

૧૧ વ્યાક્ષિપ્તપણાથી—અન્ય સામાન્ય કાર્યમા રોકાઈ જવાથી ન જાય ધર્મશ્રવણની ક્રિયાનુ મનમા બહુમાન ન હોવાથી એમ બને છે

૧૨ કુતૂહળ—ના કારણો મળવાથી તેમાં રોકાઇને ન જાય.
૧૩ રમણ—સાંસારિક સ્ત્રીપુત્રાદિકમા રમણતા હોવાથી ન જાય.

આવા કારણોવડે ધર્મશ્રવણ કરવા ન જવાથી-ધર્મ ન સાંભળવાથી મનુષ્યજન્મ પામેલો પણ નિરર્થક જાય છે.

મનુષ્ય જન્મ, ઉત્તમ કુળ. જૈન ધર્મની પ્રાપ્તિ થયા છતાં પણ સાધુને સાધર્મિકની સામગ્રી મળવી-તેમનો સયોગ થવો દુર્લભ છે. કેમકે દુષમ કાળના દોષથી ધાર્મિક જનોની સંખ્યાજ અલ્પ હોય છે.

કહ્યું છે કે-" તથાવિધ ચારિત્રી તો દૂર રહો પણ સાધારણ રીતે ચારિત્રના ખપી એવા લિગી-વેશધારી પણ બધે મળી શકતા નથી, સાંપ્રતકાળે સૂત્રનિર્દિષ્ટ એવા સમકિતદષ્ટિ જીવો પણ મળવા દુર્લભ છે " ૨૧૫.

જો પુન્યયોગે આવી સામગ્રી મળી હોય તો પછી ધર્મના આરાધનમાં પ્રયત્ન જરૂર કરવો તેનુ વિશેપ કારણ કહે છે —

આ જીવિત, ધન, ધાન્ય અને બધુ કે મિત્રોનો સમાગમ એ સર્વ ચલિત છે. સ્થિર રહેનાર નથી. આ જીવિત અનેક પ્રકારના અપાયો( કષ્ટો )થી ભરેલુ હોવાથી ક્ષણમાત્રમા શરીરમા અણધાર્યો વ્યાધિ ઉત્પન્ન થાય છે અને જીવ મરણોન્મુખ થઈ જાય છે, તેથી અલ્પ પણ પ્રમાદ કરવો તે યુક્ત નથી. ૨૧૬.

કહ્યુ છે કે-

" શસ્ત્ર, વ્યાધિ, વિષ, અગ્નિ ને જળનો ભય. વ્યાળ (સર્પ), વેતાળ (વ્યતર), શોક, શીત, ઉષ્ણ, ક્ષુધા, પિપાસા, સમુદ્ર, વિવર, પવન, મૂત્ર વિષ્ટનો નિરોધ, અનેક પ્રકારના

ક્ષુદ્ર ઉપઘાતો, પ્રચુર એવા શારીરિક વ્યાધિઓ કે જે ગાત્રનો ક્ષણમાત્રમા ઘાત કરી નાખીનેજ વિરમે તેના હોય છે, ભોજનથી થતા વ્યાધિ તથા શ્રમને લીધે શરીરમા થતા આઘાતો–આ બધા ઉપદ્રવો એવા છે કે તેમાના એકેક તત્કાળ જીવિતને સહરી લે છે ”

ધન ગણિમાદિ ચાર પ્રકારનુ, ધાન્ય શાળિ ગોધુમાદિ અનેક પ્રકારનુ, બધુ તે સ્વજનો અને જ્ઞાતિવાળા તથા મિત્રો એ સવનો સમાગમ કર્માધીન હોવાથી પરતત્ર છે, ક્ષણમા વિયોગભાવને પામી જાય છે

એક વૃક્ષપર રાત્રિએ રહેલા પક્ષીઓની જેમ એકત્ર મળેલા સ્ત્રીપુત્રાદિ સ્વજનો આપણને મૂકીને, જેમ પ્રભાતે પક્ષીઓ ચારે દિશાએ ચાલ્યા જાય છે તેમ ચારે ગતિમા સ્વસ્વકર્માનુસાર ગમન કરે છે, અથવા આપણે તે બધાને તજી દઇને ચાલ્યા જઇએ છીએ સસારની એવી સ્થિતિ છે

આ દુષમકાળ પ્રાયે અસાતાની બાહોળતાવાળોજ હોવાથી મનુષ્યોએ સવ સયોગની વિશેષ ચપળતા સમજવાની છે તે કારણ માટે વિવેકીજનોએ ધર્મનો અનાદર કરવારૂપ પ્રમાદ ક્ષણમાત્ર પણ કરવો ઘટિત નથી

ચોરો તેવો વિનાશ કરતા નથી, અગ્નિ પણ તેટલો વિનાશ કરતી નથી અને જુગટામા પણ તેટલુ હારી જવાતુ નથી કે જેટલો વિનાશ ધર્મમા કરેલા પ્રમાદથી થાય છે અર્થાત્ ધર્મમા પ્રમાદ કરવાથી દેવત્વાદિ સદ્ગતિની પ્રાપ્તિ થતી નથી અને આ મનુષ્યજન્મ હારી જવાય છે એટલે મૂળનો છેદ થાય છે એવુ નુકશાન પૂર્વે કહેલા ચોરાદિ કરી શકતા નથી ૨૧૭

સુશ્રાવક જમવા બેસે ત્યારે ઘરના દ્વાર બધ ન કરાવે, કારણકે શ્રાવકને માટે જિનેદ્રોએ અનુકપાદાનનુ નિવારણ કર્યું નથી ૨૨૧

તેજ વાત વિશેષે કહે છે કે—દુર્જય એવા રાગ દ્વેષ ને મોહને જીતનારા સર્વ જિનેશ્વરોએ શ્રાવકને માટે અનુકપાદાનનો કોઈ પણ સ્થાને નિષેધ કરેલો નથી, એટલુજ નહીં પણ દેશના વડે તેમા પ્રવૃત્તિ કરવાનુ કહેલુ છે ૨૨૨

હવે બાકીનુ કર્તવ્ય કહે છે —

મુનિ મહારાજને અશનાદિ ચાર પ્રકારનો આહાર આપી અને સ્વજનાદિકની ચિંતા કરીને-બધાની ખાનપાન વિગેરેની સભાળ લઈને પછી શ્રાવક મુખ્યવૃત્તિએ મુનિએ વહોરેલી વસ્તુનુ ભોજન કરે ૨૩૩

હવે શ્રાવક ભોજન કરતા શુ શુ ન ખાય અને જે ખાય તે પણ કવા પ્રમાણથી કેવી રીતે ખાય ? તે અવિશેષપણે કહે છે–

અનતકાય, બહુબીજવાળી વસ્તુ અને તુચ્છૌષધિને વર્જીને વિગય તથા દ્રવ્યાદિકની સખ્યા કરીને સિદ્ધાતના કથનથી અવિરૂદ્ધપણે જમે ૨૨૪

અનતા પર્યાપ્તા અપર્યાપ્તા સાધારણ જતુની કાયા તે અનતકાય તે કદાચિ વનસ્પતિ વિશેષ સમજવી બહુબીજ તે પંપોટા, રીંગણા વિગેરે સમજવુ ઉપલક્ષણથી બીજા બધા અભક્ષ્ય સમજી લેવા તથા તુચ્છ તે અસાર ઔષધિઓ–કોમળ મગની શીગો વગેરે સમજવુ તે અતૃપ્તિનો હેતુ હોવાથી અને બહુ સાવદ્ય હોવાથી વર્જ્યં છે અને વિગયોનો એટલે

ભક્ષ્ય પદાર્થ તરીકે દુગ્ધાદિ વિગયનો દિનકૃત પ્રત્યાખ્યાનવડે-નિયમ ધારવાવડે સંક્ષેપ કરવો. તેમા સચિત્ત અચિત્તાદિ દ્રવ્યોની સંખ્યા ધારીને નિયમિત વસ્તુઓનોજ ઉપયોગ કરવો. સમયવિરૂદ્ધ એટલે સિદ્ધાંતમા જે જંતુમિશ્ર ફળ, પુષ્પ, પત્ર અને સંધાન ( બોળ અથાણું ) વિગેરે અભક્ષ્ય કહેલ છે, તેને વાપરવા નહીં- ખાવા નહીં.

આ પ્રમાણે સંપ્રદાયથી પ્રાપ્ત થયેલ શ્રાવકનું વિધેય તેના મધ્યાન્હ કૃત્યની સાથે ગૃહસ્થના ધર્મરૂપ દિનકૃત્યની વૃત્તિમાં કહેલ છે, તે અહીં કહ્યું હવે સોળમું દ્વાર કહે છે—

ભોજન કરી રહ્યા પછી દેવગુરૂને વંદન કરીને અર્થાત ચૈત્યવંદન કરીને પછી સાધુ વિગેરેની પાસે અથવા પોતાની મેળે દિવસચરિમનુ અથવા ગ્રંથિસહિતાદિ જે પચ્ચખ્ખાણ કરવુ હોય તે કરે. ૨૨૫.

ત્યારપછી ગીતાર્થ એવા મુનિની પાસે અથવા પ્રવચન-કુશળ એવા શ્રાવક કે સિદ્ધપુત્રની પાસે જઇને વાચના, પૃચ્છના, પરાવર્તના, અનુપ્રેક્ષા ને ધર્મકથારૂપ સ્વાધ્યાય કરે. તેમાં નિર્જરાને માટે યથાયોગ્ય સૂત્રાદિ શીખવું તે વાચના, તેમા કાંઇ શંકા પડે તો ગુરૂમહારાજને પૂછવું તે પૃચ્છના, પૂર્વે ભણેલા સૂત્રાદિકનુ ન ભૂલી જવા માટે સંભારી જવું તે પરાવર્તના, જંબૂસ્વામી વિગેરે સ્થવિરાદિકના ચરિત્રોનુ સાભળવું કે કહેવું તે ધર્મકથા અને મનમાંજ સૂત્રાદિકની કે તેના અર્થવિગેરેની વિચારણા કરવી તે અનુપ્રેક્ષા સમજવી. આ પાંચે તત્ત્વાદિના પરિજ્ઞાનગોચર છે, અર્થાત તેની પ્રાપ્તિ કરાવનાર છે.

શ્રાવકના જઘન્યાદિ ભેદ—આ રીતે કહેવ છે જાણીબૂઝીને કરતી મોટી હિંસાનો ને મદ્યમાંસાદિનો ત્યાગ કરનાર અને નમસ્કાર મંત્રને ધારણ કરનાર તે જઘન્ય શ્રાવક, ધર્મયોગ્ય ગુણવાન અને બાર વ્રતને ધારણ કરનાર તે ઉત્કૃષ્ટ શ્રાવક અને સદાચારી ગૃહસ્થ તે મધ્યમ શ્રાવક સમજવા

હવે આગમશ્રવણના ફળભૂત ઉત્સર્ગ વિધિ કહે છે—

ઉત્સર્ગે કરીને શ્રાવક સચિત્તાહારનો ત્યાગી, દરરોજ એકાસણ કરનારો અને બ્રહ્મચારી હોય ... આ આગમશ્રવણનુ ફળ છે જે શ્રાવક સચિત્તાહાર સર્વથા તજી ન શકે તે તેનુ પ્રમાણ કરે શાસ્ત્રમા કહ્યુ પણ છે કે—નિર્જીવ આહારથી, નિરવદ્ય આહારથી અને પરિમિત આહારથી શ્રાવક શરીરનો નિર્વાહ કરે સુશ્રાવક એવા હોય

જે શ્રાવક દરરોજ એકાસણુ ન કરી શકે તેને માટે માર્ગ બતાવે છે કે તેણે દિવસના આઠમા ભાગે, એટલે છેલ્લી ચાર ઘડી દિવસ રહે ત્યારે ભોજન કરી લેવુ રાત્રિ પડવા આવે તેટલા મોડા જમવુ નહીં કારણ કે તેમા રાત્રિભોજનનો મહા દોષ લાગે છે ૨૨૭

રાત્રિભોજન સબધી દોષ બતાવે છે—રાત્રિએ સસક્ત એવા અન્નાદિકમા રેણિકાદિ યોનિવાળા નિગોદ જીવોની ઉત્પત્તિ થાય છે તેની અને સપાતિમ (પડતા) એવા કુથુ કીડી વિગેરે જીવોની અને પોતાની વિરાધના રાત્રિભોજનને વિષે સર્વદર્શી પરમાત્માએ સર્વથા પ્રકારે દીઠેલી છે તેથીજ તેનો અત્યત નિષેધ કરેલો છે ૨૨૮

શ્રી નિશીથ સૂત્રના ભાષ્યમાં કહ્યુ છે કે—

" પ્રાસુક દ્રવ્યમાં પણ કુંથુ અને પનક જીવોની દુ:પ્રેક્ષ્ય એવી ઉત્પત્તિ કહી છે, તેથી જ્ઞાનીઓ પણ પ્રત્યાખ્યાન કરીને રાત્રિભોજનને પરિહરે છે. જો કે દીવાવડે કીડી વિગેરે જીવો જોઈ શકાય છે તો પણ ( બીજા જીવોના વિનાશથી ) મૂળવ્રતની વિરાધના થવાનો સંભવ હોવાથી રાત્રિભોજન અનાચીર્ણ છે. "

રાત્રિભોજન ન કરવા માટે દૃષ્ટાંતપૂર્વક ઉપદેશ આપે છે—

સદસદ્વિવેકથી વિકળ હોય તેને બાળ કહીએ. એવા બાળ જીવો કુગ્રહથી—દુરાગ્રહથી મોહિત થયા સતા રાત્રિભોજનને તજતા નથી તેઓ **એલક ને મરૂકની** જેમ દુઃખને પામે છે. ૨૨૯.

એલક ને મરૂકનુ દૃષ્ટાંત કહે છે—

આ ભરતમાં દશાર્ણપુર નામના નગરમા ધનસાર્થવાહને ધનપતિની પુત્રી ધનવતીને મિથ્યાદૃષ્ટિ એવા ધનદેવની સાથે પરણાવી હતી તે પતિના હસતા છતા શ્રાદ્ધધર્મ પાળતી હતી. એકદા તેના પતિએ રાત્રિભોજનના દોષ પૂછ્યા, ધનશ્રીએ કહ્યા અને તે દિવસે ચૌવિહારનું પ્રત્યાખ્યાન કરાવ્યું. નજીકના કોઈ દેવે તેની પરીક્ષા કરવા માટે ધનદેવની બહેનનું રૂપ કર્યું અને ધનદેવને ખાવા માટે તે સારૂં ભોજન લઇને આવી. તે વખતે ધનશ્રીએ નિયમ સંભારી આપ્યા છતા ધનદેવ ખાવા બેઠો, એટલે દેવે થપાટ મારીને તેના બે નેત્ર પાડી દીધા. ( અંધ કરી નાખ્યો ) તે વખતે ધનશ્રીએ કાયોત્સર્ગ કરીને તે દેવને સંતુષ્ટ કર્યો, એટલે તેણે કોઇ તરતના મરેલા એડકના નેત્ર લાવીને તેની આંખમાં જોડી દીધા ને દેખતો કર્યો. પ્રાતઃકાળે લોકોએ તેના નેત્ર વિચિત્ર જોઈ કારણ પૂછતાં રાત્રિનો વ્યતિકર કહ્યો એટલે લોકમાં તે **એડકાક્ષ**ના નામથી પ્રસિદ્ધ થયો.

બીજા મડકની કથા કહે છે —

ભરતક્ષેત્રમા કાપિલ્યપુર નગરમા મધુ નામના દ્વિજનો પુત્ર **વામદેવ** રાત્રિભોજન કરનારો હતો તે તેના શ્રાવકમિત્રની સાથે વનમા જતો હતો માર્ગમા રાત્રિએ શ્રાવકમિત્રને હસતો હસતો તે ખાવા બેઠો શ્રાવકે વારવાર ના પાડી પણ ન માન્યુ તેને માટે રાધેલા ચોખામા ધૂમાડાવડે પીડિત થયેલ સર્પનુ બચ્ચુ પડી ગયેલુ તેનુ ધ્યાન રહ્યુ નહીં, તે ભાત ખાતા જ તે મૂર્છિત થઈ ગયો તેને સજ્જ કરવા માટે તજવીજ કરતા તે ગામની નજીકમા આવેલા દશાર્ણપુરના રાજાએ તેને વિષ નિવારણના મત્રથી સજ્જ કર્યો ત્યારપછી તેને કોઈ કેવળીનો સયોગ થયો તેમના ઉપદેશથી પ્રતિબોધ પામ્યો કેવળી પાસે પોતે કરેલી શ્રાદ્ધધર્મની નિદા ને પોતાનુ પાપ તેણે પ્રગટ કર્યુ તેમજ પોતાને રાત્રિભોજનથી થયેલ ઉપાધિ પણ કહી બતાવી. કેવળીએ કહ્યુ કે-' પૂર્વે તને રાત્રિભોજનથી ઘણા પાપ લાગેલા છે ' દ્વિજે પૂછ્યુ કે-' ક્યારે લાગેલા છે ? ' એટલે કેવળીએ કહ્યુ કે-' વિશાળાપુરીમા મહેદ્રદેવ દ્વિજનો પુત્ર તુ **રવિગુપ્ત** નામનો હતો તે વેશ્યાસેવનાદિ વ્યસનમા આસક્ત હતો વિશેષે કરીને રાત્રિભોજનમા આનદ માનનારો અને તે નિમિત્તે શ્રાવકની હાસી કરનારો હતો. પિતા મૃત્યુ પામતા તુ ઘરનો સ્વામી થયો એટલે વિશેષ પાપાસક્ત થયો પરિણામે પ્રચ્છદિ કાદિ રોગવાળો થયો. ત્યાથી મરણ પામીને ત્રીજી નરકે ગયો ત્યા ક્ષેત્રથી થયેલી, અન્યોઅન્યે કરેલી અને પરમાધામીએ કરેલી અનેક પ્રકારની અસહ્ય પીડાને અનુભવીને ત્યાથી નીકળી અનતા ભવમા ભમીને તુ આ ભવમા વામદેવ થયો છે ' આ પ્રમાણે

પૂર્વભવ સાભળીને તેણે ઘરે આવી પોતાના પિતાને પ્રતિબોધ પમાડ્યો અને બને જણાએ સાથે દીક્ષા લીધી. દીક્ષા પાળીને બને જણા સ્વર્ગે ગયા અનુક્રમે મોક્ષે જશે. ઇતિ મરૂક કથા.

અહીં ૧૭ મું દ્વાર પૂર્ણ થયું.

હવે અઢારમુ દ્વાર સત્કારરૂપ કહે છેઃ—

ત્યારપછી વિકાળ વેળાએ સૂર્ય આથમવાને અવસરે શ્રાવક પૂર્વોક્ત વિધાન પ્રમાણે જિનેશ્વરને વદના નમસ્કાર ચૈત્યવદનાદિ કરે. ૨૩૦. ઇતિ ૧૮ મું દ્વાર સમાપ્ત

હવે ઓગણીશમું વંદનક નામથી ઓળખાતું આવશ્યક દ્વાર કહે છે—

ત્યારપછી શ્રાવક પોસહશાળાએ જઈ, પોસહશાળા પ્રમાર્જી, ગુરૂમહારાજની સ્થાપના કરીને સામાયિક કરે. ૨૩૧.

સ્થાપનાચાર્યની સ્થાપના કર્યા શિવાય સામાયિકાદિ કોઈ પણ ધર્મકરણી થઇ શકે નહીં અહીં કોઇ પ્રશ્ન કરે કે–' શું શ્રાવકને પણ આગમમા સ્થાપનાચાર્યની સ્થાપના કરવાની કહી છે ?' તેને ઉત્તર આપે છે કે—

' સાભળ ! આ પ્રમાણે શાસ્ત્રમાં કહેલ છે–ગુરૂના વિરહમાં સ્થાપના સ્થાપે, તે ગુરૂના ઉપદેશને–આદેશને બતાવવા માટે સમજવી. તે સ્થાપના જેમ જિનેશ્વરના વિરહમાં કરેલી જિન-બિબની સેવના આમત્રણાદિ સફળ થાય છે તેમ સફળ સમજવી.'

યતિ સબધી સામાયિકના પ્રસ્તાવમાં भदन्त શબ્દની વ્યાખ્યા કરતાં ભાષ્યકારે ગુરૂના વિરહમા સાધુને સ્થાપના કર-વાનું કહ્યુ છે, શ્રાવક માટે કહેલ નથી. એમ જો કોઈ કહે તો તેના ઉત્તરમાં કહેવાનુ કે–' સામાયિક ઉચ્ચરતો શ્રાવક પણ

ભદન્ત શબ્દ કહે છે કે નહીં ? જો કહે છે તો સાધુની જેમ તે પણ સ્વાપનાચાર્યની સ્થાપના કરે ન્યાય બને જ સાએ મન્ખો જ હેય સ્થાપના વિના તો માત્ર અરિહંતજ સામાયિક ઉચ્ચરે, બીજો ઉચ્ચરી શકે નહીં આ પ્રમાણે આ ગ્રથની વૃત્તિથી 'વિશેષ હકીકત સમજવી '

હવે સાધુ છતા શ્રાવકે સામાયિક ઘરે કર્યું હોય તો પછી સાધુસમીપે જઇને શુ વિધિ કરે ? ત કહે છે—

સાધુની સાક્ષીએ ફરીને સામાયિક કરે તેમા ઇર્યાવહી પડિકમે ગમણાગમણે આળોચે અને આચાર્યાદિકને વદન કરે પછી સ્વાધ્યાય ધ્યાન કરે અને આવશ્યકને અવસરે આવશ્યક પણ કરે ર૩ર શ્રાવક કાઈ કાર્ય હોય તો સામાયિક પૂર્ણ થયે પારીને જાય વળી કાર્ય કરી આવીને પાછો સામાયિક કરે એ પ્રમાણે વારવાર સામાયિક કરીને તેમા વધારે કાળ વ્યતીત કરે શાસ્ત્રકાર તેનુ ફળ કહે છે—

જેટલા કાળ સુધી શ્રાવક સામાયિક કરે-સામાયિકમા જેટલો કાળ વ્યતીત કરે તેટલા કાળ સુધી તેને સાધુસમાન જાણવો ર૩૩

આવશ્યક નિર્યુક્તિમા પણ કહ્યુ છે કે-" જે કારણ માટે સામાયિક કરતો સતો શ્રાવક સાધુસમાન થાય છે તેથી તે કારણ માટે બહુ વાર સામાયિક કરવુ જીવ બહુ વખત અનેક પ્રકારના અર્થમા પ્રમાદની બહુલતાવાળો હોય છે, તેથી જેમ બને તેમ પ્રમાદને નિવારીને જેટલી વખત બની શકે તેટલી વખત સામાયિક કરવુ "

આ પ્રમાણે શ્રાવક સંબંધી સામાયિકનું મહત્વ બતાવવાથી સાધુ સંબંધી સામાયિકના વિષયમાં કોઇ ગૌણ બુદ્ધિ ધારણ ન કરે, તેટલા માટે કહે છે કેઃ—

સાવદ્ય યોગના પરિવર્જનને માટે પ્રતિપૂર્ણ એવું સામાયિક ( મુનિનું યાવજ્જિજીવીતનું ) પ્રશસ્ત અને પવિત્ર છે. શ્રાવકધર્મ કરતાં તે પ્રધાન છે-શ્રેષ્ઠ છે, તેથી વિબુધ ( વિદ્વાન ) જનોએ આત્મોપકારક એવુ સામાયિક પરાર્થે એટલે મોક્ષાર્થે અવશ્ય અંગીકાર કરવું; સુરલોકાદિની પ્રાપ્તિની ઇચ્છાએ ન કરવું. આમ કહેવાવડે નિયાણાનો પરિહાર કર્યો છે. ૨૩૪.

પ્રસંગાગત સાધુસામાયિકની શ્રેષ્ટતા જણાવી, હવે કર્યું છે સામાયિક જેણે એવો શ્રાવક પ્રતિક્રમણને અવસરે પ્રતિક્રમણ કરે તે સંબંધે કહે છે·—

સમ્યક્ત્વાદિકના અર્થાત અણુવ્રત વિગેરેના કુલ ૧૨૪ અતિચારની વિશુદ્ધિને કરનારૂં ષડ્વિધ આવશ્યક પૂર્વાચાર્યપરંપરાથી આવેલુ જરૂર કરવું નિરતિચારપણે વ્રત પાળનારાએ પણ આવશ્યક ત્રીજા વૈદ્યના ઔષધ જેવુ લાભકારક હોવાથી અવશ્ય કરવુ. ભદ્રક જીવોએ પણ અભ્યાસને માટે દરરોજ બે ટંક આવશ્યક કરવું; શ્રાવકેજ કરવું એમ સમજવું નહી. જે મનુષ્ય ત્રસ અને સ્થાવર એવા સર્વ જીવોને વિષે સમભાવે વર્તે તેનેજ સામાયિક હોય એમ કેવળી ભગવંતે કહ્યુ છે. ૨૩૫-૩૬.

અહીં કોઇ પ્રશ્ન કરે કે-' દેશવિરતિપણુ જેણે લીધું નથી તેને પ્રતિક્રમણ કરવાનું શું કામ ? કેમકે ગામ વિના ગામની સીમા શેની હોય ? ' તેને કહે છે કે-' અતિચારોનુ જ પ્રતિક્રમણ નથી, પરંતુ પ્રતિક્રમણ કરવાના ચાર કારણો કહેલા છે. **યતઃ**

पडिसिद्धाण करणे, किचाणमकरणे (य) पडिक्कमण ।
असद्दहणे य तहा. विवरीयपरूवणाए य ॥ २३७ ॥

' પ્રતિષિદ્ધ એટલે જાણ્યો છે યથાવસ્થિત ભવસ્વભાવ જેણે એવા શ્રાવકે પરતીર્થમાં ગમન ન કરવું, દુરંત એવા કષાયોને રોકવા, સ્થૂલ પ્રાણાતિપાતાદિ આશ્રવો વર્જવા, મધુમાંસાદિનો પરિભોગ તજવો ઈત્યાદિ જે જે બાબતનો નિષેધ કરેલો છે તે કરી હોય તેનું, તથા શાસ્ત્રોક્ત શ્રાવકાચાર-નવકારના સ્મરણવડે જાગવું વિગેરે ન કર્યું હોય તેનું, જિનોક્ત-ભાવોની અશ્રદ્ધા કરી હોય તેનું તથા વિપરીત પ્રરૂપણા કરી હોય-કોઈપણ વસ્તુ એકાંતે નિત્ય અથવા અનિત્ય કહી હોય-દ્રવ્યજ છે અથવા પર્યાયજ છે એમ કહ્યું હોય ઈત્યાદિકનું-એમ ચાર બાબતનું પ્રતિક્રમણ સમજવું ૨૩૭

પૂર્વોક્ત અર્થને સૂત્રકાર અવિશેષપણે કહે છે —

જે કાંઈ અનવદ્ય આચારણા હોય, ગીતાર્થોને સુસંમત હોય અને આચાર્યોની ઉપદેશેલી હોય અને અનુયોગમાં દેખાતી હોય તો તે કરવા યોગ્ય છે ૨૩૮

શ્રી અનુયોગદ્વારમાં કહેલ વચનો કહે છે —

' સાધુઓએ અને શ્રાવકોએ-ઉપલક્ષણથી સાધ્વીઓએ અને શ્રાવિકાઓએ અવશ્ય કરવા યોગ્ય હોવાથી જ આવશ્યક કહેલ છે તેથી તે આવશ્યક તેમણે ( ચતુર્વિધ સંઘે ) અહોનિશ બે વખત-બે સંધ્યાએ અવશ્ય કરવા ' ૨૩૯

અનુયોગદ્વારમાં કહેલા આવશ્યકનાજ પર્યાયનામો કહે છે

૧. આવશ્યક. ૨. અવશ્યકરણીય. ૩. ધ્રુવ ૪. નિગ્રહ. ૫. વિશોધિ. ૬. અધ્યયનષટ્ક. ૭. વર્ગ. ૮. ન્યાત. ૯. આરાધના ને ૧૦. માર્ગ.

આ પ્રમાણે દશ નામો છે. તેમાંના પ્રથમ આવશ્યક નામની વ્યાખ્યા કરે છે–અવશ્ય કરવા યોગ્ય હોવાથી **આવશ્યક** કહેવાય છે. અથવા તે મર્યાદા ને અભિવિધિવડે ગુણોને આત્માને વશ કરનાર છે. અથવા આત્માને જ્ઞાનાદિ ગુણો અવશ્ય સંપાદન કરી આપે છે, તેથી આવશ્યક કહીએ. અથવા આત્માને ગુણ સાન્નિધ્ય–ગુણની સમીપતા કરે છે તેથી **આવાસક** કહીએ. અથવા જેમ વસ્ત્રને ધૂપાદિવડે વાસિત–સુગંધિત કરવામાં આવે છે તેમ આત્માને ગુણોથી વાસિત કરે છે, ભાવિત કરે છે, રંજીત કરે છે તેથી **આવાસિત** કહીએ. આ પહેલા પર્યાય નામની વ્યાખ્યા કહી.

હવે બીજા પર્યાય નામોની વ્યાખ્યા કહે છે—

સુમુક્ષુઓએ અવશ્ય કરવા યોગ્ય હોવાથી **અવશ્ય કરણીય** કહીએ. ૨. અર્થથી ધ્રુવ–શાશ્વત હોવાથી **ધ્રુવ** કહીએ. ૩. ઇંદ્રિયો ને કષાયાદિ ભાવશત્રુઓનો તેનાથી **નિગ્રહ** થાય છે તેથી **નિગ્રહ** કહીએ ૪. અન્ય આચાર્યો તો પ્રવાહવડે અનાદિ હોવાથી ધ્રુવ એવા જે કર્મ તેનો નિગ્રહ કરનાર હોવાથી **ધ્રુવનિગ્રહ** એવુ એક પદવાળુ પર્યાય નામ કહે છે. ૪. કર્મથી મલિન એવા આત્માની વિશુદ્ધિ કરનાર હોવાથી–તેના હેતુભૂત હોવાથી **વિશુદ્ધિ** કહીએ ૫. સામાયિકાદિ છ અધ્યયનાત્મક હોવાથી **અધ્યયનષટ્ક** કહીએ. ૬ દૂરથીજ રાગાદિ દોષો તેનાથી પરિહરાય છે તેથી **વર્ગ** કહીએ. ૭. અન્યાચાર્યો ષડ અધ્યયનના

સમૂહરૂપ હોવાથી **અધ્યયનષટ્વર્ગ** એવુ એક પદવાગુ પર્યાય નામ કહે છે ૭ વાછિત અર્થની સિદ્ધિ કરવાનો સમ્યક ઉપાય હોવાથી **ન્યાય** કહીએ અથવા જીવ અને કર્મના સબધને દૂર કરવારૂપ ન્યાય કરનાર હોવાથી **ન્યાય** કહીએ ૮ મોક્ષસાધનનો હેતુ હોવાથી **આરાધના** કહીએ ૯ અને મોક્ષપુરને પમાડનાર હોવાથી **માર્ગ** કહીએ ૧૦ આ પ્રમાણે દશે પર્યાયના અર્થ સમજવા

હવે પ્રતિક્રમણ કરવાના સ્થાન કહે છે —

તે આવશ્યક પાચ પ્રકારનુ દૈવસિક વિગેરે છે તેનો વિસ્તાર આ ગ્રથની વૃત્તિથી જાણવો ત આવશ્યક (પ્રતિક્રમણ) પૌષધશાળાએ, પોતાને ઘરે, જિનમદિર અથવા જ્યા મુનિરાજ બિરાજતા હોય ત્યા તેમના ચરણ પાસે કરવુ ૩૪૧

આવશ્યક સબધી શેષ વિધિ કહે છે —

આવશ્યક કરતો સતો શ્રાવક અલ્પ પણ આર્ત્તધ્યાન ન કરે (સર્વ પનુ અશક્ય પરિહારપણુ હોવાથી તેનો પણ મિથ્યા મિદુષ્કડ આપે ) સૂત્રાર્થમા-વિશેષ કરીને અતિચારમા અતિ ચા ના સ્થાનોમા ઉપયોગયુક્ત થઈને આવશ્યક કરે ૩૪૨

ઇતિ દ્વાર ૧૯ મુ સમાપ્ત

હવે યતિ વિશ્રામણા દ્વારને પડતુ મૂકીને અનેક ગુણના હેતુભૂત હોવાથી તેનુ પ્રાધાન્યપણુ બતાવવા માટે આવશ્યક દ્વાર પછી સજ્ઝાય (સ્વાધ્યાય) દ્વાર કહે છે સ્વાધ્યાયની પ્રાધાન્યતા માટે કહેલ છે કે —

'સ્વાધ્યાયવડે કરીને સર્વ પરમાર્થભૂત પ્રશસ્ત ધ્યાન થાય સ્વાધ્યાયમા વર્તતા ક્ષણે ક્ષણે વૈરાગ્યની પ્રાપ્તિ થાય વળી

સ્વાધ્યાયમાં ઉપયુક્ત સતો જીવ અસંખ્યાત ભવોના સંચિત કરેલા કર્મો ક્ષણે ક્ષણે ખપાવે અને નવા ન બાંધે, તેથી તેનું પ્રાધાન્યપણુ કહેલું છે.

હવે આવશ્યક કર્યા પછી પોતપોતાની બુદ્ધિ ને અભ્યાસ અનુસાર પૂર્વે ભણેલા કર્મગ્રંથાદિનુ પરાવર્તન કરે. અથવા શીલાંગરથ અને નમસ્કારાવળી ( અનાનુપૂર્વી ) ગણવારૂપ સ્વાધ્યાય કરે. પછી જ્ઞાનાદિ ગુણગણરૂપ મણિના સમુદ્ર તુલ્ય ( ગુણસાગર ) એવા ગુરૂમહારાજને પોતાને સ્વાધ્યાય કરતા ન સમજાયા હોય એવા સૂત્રાર્થ પૂછે.

ઇતિ ૨૦ મુ દ્વાર સમાપ્ત.

હવે શ્લોકના પૂર્વાર્ધથી યતિવિશ્રામણારૂપ ૨૧ મુ દ્વાર વ્યાખ્યાનપૂર્વક કહે છે અને ઉત્તરાર્ધવડે ૨૨ મા ધર્મદેશના દ્વારનો પ્રસ્તાવ કરે છેઃ—

ઉત્સર્ગ માર્ગે સાધુ સબાધના ( પગચંપી વિગેરે ) ન કરાવે, અપવાદ માર્ગે સાધુ પાસે કરાવે અને તેના અભાવે તથાવિધ શ્રાવક પાસે કરાવે. **સુબાહુના** દષ્ટાંતને અનુસારે વિશ્રામણા કરીને તેનું ફળ શ્રાવક પણ મેળવે. સુબાહુનુ દષ્ટાંત ભરતેશ્વરના ચરિત્રાદિકથી જાણવું. એ સુબાહુકુમારે તે ભવમા ૫૦૦ મુનિની વૈયાવચ્ચ કરી હતી. જેના પુણ્યપ્રભાવે પ્રસ્તુત બાહુબલિના ભવમા ચક્રવર્તી કરતાં પણ અધિક બળ મેળવ્યુ હતુ.

જો કે એ ભગવંત મહર્ષિ વિશ્રામણા ન કરાવે, પણ પરિણામની વિશુદ્ધતાથી ક્ષમાશ્રમણની વિશ્રામણા કરનાર શ્રાવક મહાનિર્જરા કરે અને વિનયગુણની પ્રાપ્તિ કરે તેથી યથાયોગ્ય વિશ્રામણા કરીને શ્રાવક બીજુ કાંઇ પણ કાર્ય—સુખસંયમયાત્રાદિ

ધર્મ ન પામવાથી ચૌર્યાદિક કરે, તેથી વધ બંધન પામે, પરલોકમાં દુર્ગતિએ જાય, તેનો કારણિક તે શ્રાવક થાય.' અહીં ફરીને પ્રશ્ન કરે છે કે-'શું બીજાના કરેલા પાપથી બીજો (અન્ય) લેપાય કે જેથી તમે આમ કહો છો?' તેને ઉત્તર આપે છે કે-'એવી લોકસ્થિતિજ છે કે-'ચોરાદિકને મદદ કરનાર-તેને ખાનપાન આપનાર પણ તેના દોષનો સહાયક ગણાય છે ને દંડાય છે, તેમ ધર્મને વિષે પણ જાણવું.' ૨૪૮.

કહ્યું છે કે:—

**चोरश्चौरापको मंत्री, भेदज्ञः काणकक्रयी ।**
**अन्नदः स्थानदश्चैव, चौरः सप्तविधः स्मृतः ॥ १ ॥**

"ચોર, ચોરને સહાય કરનાર, તેની સાથે વિચારણા કરનાર, ભેદનો જાણનાર, તેનો ચોરાઉ માલ અલ્પ કિંમતે લેનાર, અન્ન આપનાર ને સ્થાન આપનાર-આ સાતે ચોર ગણાય છે." ૧.

જેણે ધર્મનું રહસ્ય જાણેલ છે એવો શ્રાવક દરરોજ સ્ત્રી પુત્રાદિકની દ્રવ્યથી ને ભાવથી સંભાળ રાખે અનુશાસન કરે. ૨૪૯. અર્થાત્ તેની સુખીદુઃખીપણાની સંભાળ રાખે અને પાપમાં પડતા બચાવે. કહ્યું છે કે-'દ્રવ્યથી અન્નવસ્ત્રાદિક આપે કારણ કે શ્રાવક પોષ્યપોષક હોય અને ભાવથી ધર્મ સંભળાવે એ પ્રમાણે ધર્મોપદેશ દેતા સતા પણ જો તેઓ ન સમજે-પ્રતિબોધ ન પામે તો તે જિનાજ્ઞાનો આરાધક શ્રાવક-તે પ્રમાણે કરવાવાળો હોવાથી અન્યના-સ્ત્રીપુત્રાદિના પાપથી ન લેપાય-તેનો કારણિક ન થાય' ૨૫૦. તેઓને ઉપદેશ આપવાનો વિધિ કહે છે—

'હે પુત્રો! તમે જિનેશ્વરના કહેલા ધર્મનું રહસ્ય સાંભળો-પ્રથમ તો તમે જ્યાં સાધર્મીઓ વસતા હોય અને જ્યાં જિનભુવન ઉપાશ્રયાદિક હોય ત્યાં રહેજો કે જેથી તમને સત્સંગતિનું ફળ મળે ' ૨૫૧

સાધર્મિકો બે પ્રકારના હોય છે તેમાં જેઓ જાતિ કુળ કર્માદિવડે સમાન આચારવાળા હોય તે દ્રવ્યસાધર્મી કહીએ અને જૈનધર્મને જાણનાર, ભવભીરૂ અને નિરંતર ધર્મકાર્યમાં ઉદ્યત તે ભાવસાધર્મી કહીએ ૨૫૨ એવા શ્રાવકોની સાથે રહેવાથી શ્રદ્ધાની મંદતા ન થાય તેથી ત્યાંજ રહેવું કે જ્યાં ગુણવાન એવા શ્રાવકો વસતા-રહેતા હોય ૨૫૩

એવા સજ્જનોનો સંસર્ગ પણ દુર્જનાદિકના કુસંસર્ગને વર્જવાથીજ ફળદાયક થાય છે તેથી કહે છે કે—

'જુગારી, વેશ્યા, નાટક કરાવનાર, નાટક કરનારા, ભાટ, ચારણ વિગેરે તેમજ કુકર્મકારી-જાળ નાખનાર, પાસ નાખનાર, શીકાર કરનાર વિગેરેના સહવાસમાં રહેવું નહીં અર્થાત્ તેની સાથે ઘર કે સ્થાન રાખવું નહીં અને તેની મૈત્રી કરવી નહીં ૨૫૪ વળી કુતીર્થિક-કુત્સિત એવા-સંસારસમુદ્રમાંથી તારી ન શકે એવા, એકાંતમાર્ગના કહેનાર તેમનું જે તીર્થ-પ્રવચન તે કુતીર્થ કહીએ તેને માનનાર તે કુતીર્થિક કહીએ તેવા ક્રિયાવાદી વિગેરે કુલિંગીના ૩૬૩ ભેદો શાસ્ત્રમાં બતાવેલા છે તેમનો સંસર્ગ-એકત્ર વસવું, તેમની સાથે બોલવું, તેમના દેવમંદિરાદિમાં કુતૂહલાદિવડે પણ જવું, તેથી મિથ્યાત્વ સ્થિરતાદિ દોષોની પ્રાપ્તિ થાય છે તેથીજ તે વર્જવું

કહ્યુ છે કે-' જેમ કુળવધૂને વેશ્યાના ગૃહમાં ગમન કરવું તે વિરૂદ્ધ છે, તેમ શ્રાવક શ્રાવિકાને કુતીર્થગમન પણ વિરૂદ્ધ છે. લોકો વેશ્યાને ઘરે જવા આવવાથી કુળવધૂના સતીપણામા શંકા કરે છે, તેમ શ્રાવકના કુતીર્થગમનથી તેના સમ્યકત્વમા શંકા ઉત્પન્ન થાય છે. વળી જૈનધર્મમાં કુશળ એવા સુશ્રાવક પણ અહીં આવે છે. તેથી આ શૈવાદિ ધર્મ પણ શ્રેષ્ઠ જણાય છે, એમ ધારીને તેના ભક્તો તે ધર્મમાં સ્થિર થાય છે. તેટલા માટે ત્યાં જનાર શ્રાવક તેમના મિથ્યાત્વને પુષ્ટ કરે છે અને પોતાના બોધિબીજને હણે છે એમ કહેલ છે.'

હવે સ્વદર્શનીયમા પણ પરિચય ન કરવા યોગ્ય છે તે બતાવે છે.—જ્ઞાનાદિ પાંચ પ્રકારના આચારથી ભ્રષ્ટ થયેલા હોય તે ભ્રષ્ટાચારી કહેવાય છે. તેના પાર્શ્વસ્થ, અવસન્ન, કુશીળ, સંસક્ત ને યથાચ્છંદ-એ પાચ પ્રકાર સમયપ્રસિદ્ધ છે. તેનું સ્વરૂપ ગુરૂવંદનભાષ્યાદિકથી જાણવું. એમનો પરિચય, એની સાથે આલાપ સલાપ અને તેમને સુખસાતાનો પ્રશ્ન-તે અકીર્ત્તિ વિગેરેના હેતુભૂત હોવાથી વર્જવા યોગ્ય છે. કહ્યુ છે કે-' પાસ-થ્થાદિકને વાંદનારની કીર્ત્તિ થતી નથી-અપકીર્ત્તિ થાય છે. નિર્જરા થતી નથી, માત્ર કાયકલેશજ થાય છે અને કર્મબંધ થાય છે.'

તથા અવિરતસંજમીના સ્થાનમા ગમનાગમન ન કરવું કે જેથી તેની સાથે આલાપ સંલાપ, પ્રીતિ કે પ્રણય (સ્નેહ) થાય. જો આલાપાદિ થાય તો દાક્ષિણ્યતા થાય, દાક્ષિણ્ય થવાથી ઉચિત કાર્યની પ્રતિપત્તિ કરવાપણુ થાય અને તેથી વારંવાર તેનો પરિચય કરવાપણું થાય અને એમ કરવાથી સમ્યક્ત્વમાં દૂષણ લાગે, સમ્યક્ત્વમાં દૂષણ લાગવાથી જિનેશ્વરકથિત ધર્મ નાશ

પામે અને જિનવરના ધર્મ વિના પારાવાર એવો સંસારમહોદધિ તરી શકાય નહીં એટલા માટે પાસત્થાદિકનો સંસર્ગ વર્જવો,

ઉપર કહેલી વાતને મૂળ ગ્રંથકાર ગાથાવડે પુષ્ટ કરે છે—

'તેમના સંસર્ગના દોષથી સમકિતનો વિનાશ થાય અને સમકિત વિનષ્ટ થયે સતે સર્વ અનુષ્ઠાન નિરર્થક થાય' ૨૫૮

અહીં સમકિત અર્હત્પ્રણીત તત્ત્વશ્રદ્ધાનરૂપ જાણવું તેનો પાસત્થાદિકના પરિચયથી વિનાશ થાય છે એટલુંજ નહીં પણ દેશવિરતિ પણ નાશ પામે છે સમકિત નાશ પામવાથી આવશ્યકાદિ સર્વ અનુષ્ઠાન–બીજ (વાવ્યા) વિના ખેતી કરવાનો પ્રયાસ નિષ્ફળ જવાની જેમ નિષ્ફળ થાય છે ૨૫૬

હવે ઉપાધિ વિશુદ્ધ દર્શનવાળા જીવને વિશેષ કર્તવ્યતા પણે તેના લિંગાદિ કહે છે 'સર્વત્ર ઉચિત કરવું, ગુણ ઉપર અનુરાગ કરવો, જિનવચનપર પ્રીતિ કરવી અને અગુણી ઉપર મધ્યસ્થ રહેવું–એ સમકિતદૃષ્ટિના લિંગ (ચિન્હ) છે'

આ પ્રમાણે નિરૂપમ સુખના સાધનરૂપ સમકિતરત્નને પામીને આગળ કહેશું તે ઉત્તરગુણની રક્ષાને માટે અનંતર કહેલ જુગારીઆ વિગેરેનો કુસંસર્ગ પ્રયત્નવડે વર્જવો

હવે અવિરત સમ્યગ્દૃષ્ટિ તો ચારે ગતિમાં હોય છે, તેથી અણુવ્રતાદિનો ઉપદેશ કરવા માટે કહે છે—

પ્રાણીવધની વિરતિ કરવી, અસત્ય બોલવાનું વર્જવું, અદત્ત ગ્રહણનો ત્યાગ કરવો, પર્વ દિવસોએ બ્રહ્મચર્ય ધારણ કરવું, પરિગ્રહનું પરિમાણ કરવું, રાત્રિભોજનનો ત્યાગ કરવો, દિગ્વિરતિનું પરિમાણ કરવું અને ભોગોપભોગનું પરિમાણ કરવું ૨૫૭–૫૮

ઉપર જણાવેલા વ્રતોમાં ભોગોપભોગનું પરિમાણ નિરંતર-પ્રતિદિન ઉપયોગી હોવાથી સૂત્રકારજ તેનું વિશેષ વિવરણ કરે છેઃ—

કર્મથી ખરકર્માદિ-ઉગ્રાણ કર્માદિ મહાપાપજનક હોવાથી શ્રાવકે અવશ્ય વર્જવા અને ભોજનઆશ્રી આગળ કહેશું તે મદ્ય. મધ, નવનીત (માખણ) વિગેરે જાવજ્જીવ વર્જવા. બાકીના વિવિધ દ્રવ્યોને માટે પરિમાણ કરવું. ૨૫૯-૬૦.

મદ્યાદિનું સ્વરૂપ પૂર્વે કહેલું છે-તેના દોષ કહે છેઃ—

**મદ્ય** વિરૂપ કરનારૂં છે, વ્યાધિના પિંડરૂપ છે, સ્વજનથી પરાભવ કરનારૂં છે, કાર્યનો વિનાશ કરનાર છે. દ્વેષ વધારનાર છે, જ્ઞાનનો નાશ કરનાર છે. સ્મૃતિ ને મતિને હરણ કરનાર છે, સજ્જનોનો વિયોગ કરાવનાર છે. કઠોરતા લાવનાર છે. નીચ સેવા કરાવનાર છે, કુળ અને બળને ઘટાડનાર છે. ધર્મ, કામ ને અર્થની હાનિ કરનાર છે. હા ઇતિ ખેદે ! કષ્ટકારી હકીકત છે કે-નિરૂપચયને કરનારા એવા મદ્યપાનના-આ પ્રમાણે સોળ દોષો છે.

**મધ** માખીઓના મુખની લાળનું બનેલું છે. લાખો જંતુના વિનાશથી થયેલું છે અને નરકગતિને આપનાર છે. એવા મધનું સુજ્ઞજનો કેમ આસ્વાદન કરે ? નજ કરે.

**માખણમાં** પણ અંતર્મુહૂર્ત્ત પછી ઘણા જંતુઓ ઉત્પન્ન થાય છે તેથી વિવેકી પુરૂષો તે કેમ ખાય ? નજ ખાય.

ઉપલક્ષણથી માંસને ગ્રહણ કરી તેના દોષ પણ કહે છે—

હિંસાનું મૂળ-હિંસાથીજ થનારૂં, અત્યંત અપવિત્ર. રૌદ્રધ્યાનનું સ્થાન, બીભત્સ ( જોતાજ અનિષ્ટ લાગે તેવું ).

રૂધિરથી બનેલુ, કૃમિઓનુ મૂળ, દુર્ગંધીથી વ્યાપ્ત, શુક્ર ને શોણિતથી બનેલુ, અપવિત્ર મલિન અને સજ્જનોએ સદા નિંદેલુ, એવા માંસનુ રાક્ષસસમાન કોણ માણસ નરકે જવા માટે ભક્ષણ કરે? ઉત્તમ જનો તો તેના સામુ પણ ન જુએ

ઉપર જણાવેલા કારણથી મદ્યાદિ ચાર મહા વિગય તો યાવજ્જીવ વર્જવા યોગ્ય છે તેમજ પાચ ઉદુબરાદિ બાવીશ અભક્ષ્ય તેમા પણ મુખ્યત્વે અનંતકાય સર્વથા વર્જવા યોગ્ય છે બાકીના ભક્ષ્ય એવા પણ સચિત્તાદિ વિવિધ પદાર્થોનુ શ્રાવક સખ્યા પરિમાણ કરે એટલે કે અમુક સખ્યામા વાપરવી એવો નિયમ કરે, તેમાના કેટલાક દ્રવ્યો ત્રણ ગાથાવડે ગણાવે છે —

અચિત્ત - સચિત્ત એવુ દાતણ, કેટલીક વસ્તુનુ માપ, કેટલીકનો તોલ, કેટલીકની ગણતી, ઇક્ષુ ( શેરડી )નુ પ્રમાણ, અભ્યંગમા, ઉદ્વર્તનમા વસ્તુની સખ્યા અથવા તોલ, આભરણ, વિલેપન, ગંધ, માલ્ય, વસ્ત્ર, આસનાદિકનુ પ્રમાણ, વિગયનુ, સચિત્ત અચિત્ત બંને પ્રકારના દ્રવ્યનુ સખ્યાપરિમાણ શય્યા, યાન, વાહન ઇત્યાદિ સર્વ પદાર્થનુ યથાયોગ્ય રીતે પરિમાણ કરે આની વિસ્તારથી વ્યાખ્યા પોતાની મેળે કરવી ૨ ૧-૨-૩

( ચૌદ નિયમ દરરોજ ધારનાર આ બધુ સમજી શકે છે )

હવે ઉપસહાર કરતા સતા ઉપદેશ આપે છે —

આ પ્રમાણે તમને ભોગોપભોગ વ્રત સક્ષેપથી કહ્યુ તેનુ પરિમાણાદિ જો શાશ્વતસ્થાનની ઇચ્છા હોય તો કરજો ૨૬૮.

હવે અનર્થદંડ કહે છે તેના ચાર પ્રકાર છે-૧ પ્રમાદાચરિત ૨ પાપધ્યાન ૩ હિંસ્રપ્રદાન અને ૪ પાપોપદેશ તેમા, જળક્રીડા, આંદોલન (હીંચવુ ), કુકડા વિગેરેનુ યુદ્ધ, ભાજનો

ઉઘાડાં મૂકવા, જુગટું રમવું, વિકથા કરવી ઇત્યાદિ અનેક પ્રકારે પ્રમાદાચરિત સમજવું. તેમાં જળક્રીડા કરવાથી અપ્કાયની અને પૂરા વિગેરે ત્રસકાયની વિરાધના થાય છે. હીંચકવાથી વાયુકાયની અને ક્વચિત આત્માની પણ વિરાધના થાય છે. જીવોને વઢાડવાથી તેમનો ઉપઘાત અને ત્રસાદિનો વધ થાય છે. ભાજન ઉઘાડા મૂકવાથી તેમાં માખી ઉંદર વિગેરે પડે છે ને મરણ પામે છે. દ્યૂત ( જુગટુ ) તો ઘણા દોષનું કારણ છે. કહ્યુ છે કે-' કુળનું કલંક, સત્યનો પ્રતિપક્ષ(ત્યાગ), ગુરૂજનોને લજ્જા, શૌચને હરનાર ( ચોરી કરાવનાર ), ધર્મમા વિઘ્ન કરનાર, દ્રવ્યનો વિનાશ કરનાર, દાનભોગથી વિમુક્ત, માતાપિતા, પુત્ર ને દારા વિગેરેને લુટનાર એવું દ્યૂત છે.

વળી કહ્યુ છે કેઃ—

જહિ ન ગણિજ્જઇ દેવગુરૂ, જહિં નવિ કજ્જમકજ્જ;
તણુ સંતાવણુ કુગઇ પહુ, નહિં કોઈ જુઈ રમિજ્જ.

આવુ અનેક દોષનું સ્થાન હોવાથી દ્યૂત તો અવશ્ય વર્જવુ.

હવે વિકથાના ત્યાગ માટે સૂત્રકારજ કહે છેઃ—

સ્ત્રીકથા, ભક્તકથા, દેશકથા, અને રાજજનપદ કથા—આ ચાર પ્રકારની વિકથા ન કરવી. ઉપલક્ષણથી નડ, નટ્ટ, મલ્લ, મુષ્ટિક અને સંગ્રામની કથા પણ ન કરવી. ૨૬૫.

**સ્ત્રીકથામાં** જાતિ, કુળ, રૂપ ને નેપથ્યરૂપ ચાર પ્રકારની કથા ન કરવી. તેમા બ્રાહ્મણી વિગેરે કોઇ પણ જાતિની સ્ત્રીની પ્રશંસા કે નિંદા કરવી તે જાતિકથા. તેમાં એમ કહેવું કે—બ્રાહ્મણીને ધિક્કાર છે કે જે પતિના અભાવે જીવે છે, તે કરતાં શુદ્રીનેજ ધન્ય માનું છું કે જે લાખ પતિ કરે પણ નિંદાયજ

નહીં. ઉગ્રાદિ કોઇ પણ કુળમા ઉત્પન્ન થયેલ સ્ત્રીની પ્રશસા કે નિંદા કરવી તે કુળકથા તેમા એમ કહેવુ કે–અહો ! ચૌલુક્ય વશની પુત્રીઓનુ માહત્મ જગમા અધિક વખાણવા લાયક છે કે જે પ્રેમરહિત હોય છતા પણ પતિની સાથે અગ્નિમા પ્રવેશ કરે છે અધ્રદેશ વિગેરેની સ્ત્રીઓના રૂપની જે પ્રશસા કે નિંદા કરવી તે રૂપકથા તેમા એમ કહેવુ કે–જુઓ લાટદેશની કન્યા કે જે ચદ્રવદના, કમળાક્ષી, સારી વાણીવાળી અને પીનઘનસ્તની હોય છે કે જેવી સ્ત્રી દેવોને પણ મળવી દુર્લભ છે તે સ્ત્રીઓના કચ્છાબધાદિ નેપથ્ય વેશની જે પ્રશસા કે નિંદા કરવી તે નેપથ્યકથા જાણવી તેમા એમ કહેવુ કે–ઔદિચ્યની સ્ત્રીને ધિક્કાર છે કે જે બહુ વસ્ત્રોથી આચ્છાદિત શરીરવાળી હોવાથી જેનુ યૌવન યુવાન પુરૂષોના હર્ષને માટે થતુ નથી એ પ્રકારની સ્ત્રીકથા કરવાથી બીજાના મોહને ઉદીરણા, ધર્મનો ઉડ્ડાહ, સૂત્રાર્થની પરિહાણિ, બ્રહ્મવ્રતની ગુપ્તિનો નાશ અને સગદોષાદિ અનેક પ્રકારનો અલાભ થાય છે

હવે બીજી **ભક્ત** તે ઓદનાદિ આહાર તેની કથા તે **ભક્તકથા** તેના આવાપાદિ ચાર પ્રકાર છે આવાપકથા, નિર્વાપકથા, આરભકથા અને નિષ્ઠાનકથા. તેમા શાકઘૃતાદિ ચાર નગ્સા વિગેરેની જે વાત કરવી તે આવાપ કથા. દશ પાચ પ્રકારના વ્યજનોના ભેદનુ નિરૂપણ કરવુ તે નિર્વાપકથા. બોકડા, તેતર, પાડા વિગેરે પ્રાણીઓના વધ સબધી વાત કરવી તે આરભકથા અને સો, પાચસો, હજાર, લાખ વિગેરેના ખર્ચથી થના ભોજનની વાત કરવી તે નિષ્ઠાનકથા. ( દષ્ટાત તરીકે જાન-ાક્રેએ ઈંગ્લિશને પાર્ટી આપી, તેનો તાજમહાલ હોટેલવાળાને

કંટ્રાક્ટ આપ્યો, એટલે એકેક જણ દીઠ પાંચસો રૂપીઆનો ખર્ચ થયો ) આવી વાત કરીને અન્યને ઉદીરણા કરવી તે ભક્તકથા.

હવે **દેશ** તે રાષ્ટ્ર તેની કથા તે **દેશકથા** તે પણ છંદ. વિધિ, વિકલ્પ ને નેપથ્યના ભેદથી ચાર પ્રકારની છે. તેમાં અમુક દેશમા મામાની પુત્રી તે સ્રીપણે થાય છે અને બીજા દેશમા બહેન ગણાય છે. ઇત્યાદિ કથા કરવી તે છદકથા ભોજનવિવરણ, ભૂમિગમન સબધી વાત કરવી કે અમુક દેશમાં પ્રથમ ભોજન કરાવે છે પછી વિવાહની વિધિ ચોરી વિગેરે થાય છે તે વિધિકથા, અમુક દેશમાં અમુક ધાન્ય થાય છે, અમુકમાં અમુક થાય છે. વાવ, કુવા, નદીઓ આવા આવા પ્રકારના છે અને તેના પાણીની સરણીઓથી આમ ધાન્ય નિપજાવવામાં આવે છે. ઘરને દેવાલય વિગેરે આવા આવા હોય છે ને આમ બધાય છે. ગામ, નગરાદિનો નિવેશ આ પ્રમાણે કરાય છે ઇત્યાદિ વિકલ્પકથા અને દરેક દેશની સ્રીઓના અને પુરૂષોના સ્વાભાવિક અને પર્વદિવસોના પહેરવેશ આવા આવા હોય છે ઇત્યાદિ વાત કરવી તે નેપથ્યકથા. આ પ્રમાણે ચાર પ્રકારની દેશકથા જાણવી.

હવે રાજાની કથા તે **રાજકથા.** તે પણ નરેંદ્ર નિર્ગમાદિ ભેદવડે ચાર પ્રકારની છે. નિર્ગમ, અતિગમન, બળ અને કોષ-કોષ્ઠાગાર–તેમા આજે રાજા આવી ઋદ્ધિ અને વિભૂતિ સાથે નીકળવાના છે એવી વાત કરવી તે નિર્ગમકથા અમુક રાજા હસ્તીના સ્કંધ ઉપર બેઠો સતો ઉદયાચળમાં સૂર્ય શોભે તેવો શોભે છે અથવા અમરાવતીમાં ઇંદ્ર શોભે તેવો શોભે છે વિગેરે વાતો કરવી તે અતિગમનકથા આ રાજાને આટલા

હાથી, ઘોડા, રથ, પાયદળ વિગેરે ચતુરગિણી સેના છે ઇત્યાદિ જુદા જુદા રાજાઓની વાતો કરવી તે બળકથા અને આ રાજાના ભડારમા આટલુ દ્રવ્ય છે અને એના કોઠારમા આટલુ ધાન્ય છે ઇત્યાદિ વાતો કરવી તે કોષ-કોષાગારકથા આ પ્રમાણે રાજકથા ચાર પ્રકારે જાણવી.

જનપદ જે દેશ તેમા રહેનાર તે જાનપદ કહીએ તેની કથા તે જાનપદ કથા અથવા જન જે લોકો તેના વજની-સમૂહની કથા તે જનનજકથા તે આ પ્રમાણે –

' આ દેશમા રૂપવત, તેજવત, ધનવત, દાનવત એટલા લોકો વસે છે કે સ્વર્ગમા કે અન્ય દેશમા તેટલા વસતા નથી '

હવે **નડ** તે નાટક કરાવનારા તેની **કથા** આ પ્રમાણે– આ નાટક કરાવનાર ઉપાધ્યાય બહુ કુશળ છે તે રૂપવાન અને ભરતના શાસ્ત્રમા નિપુણ છે, તે એવુ શીખવે છે કે જેથી નાખાત્ મકરકતુ ન હોય એવા નાટક કરનારા લાગે છે

હવે **નટ** તે નાટક કરનાર તેની **કથા** આ પ્રમાણે–આ નાટક કરનાર ક્ષણમા ભૂમિપર નાચે છે, ક્ષણમા આકાશમા અધર નાચે છે–એ આકાશમા ચડતો ને ઉતરતો જાણે ખગેન્દ્ર (ગરૂડ અથવા વિદ્યાધર) હોય એવો જણાય છે

હવે **મલ્લ** જે બાહુવડે લડે છે તેની **કથા** આ પ્રમાણે– આ બળવાન મલ્લ ને પ્રતિમલ્લ મળ્યા છે આ ઉન્નત સ્કધવાળા, વિશાળ વક્ષસ્થળવાળા અને દીર્ઘ ભુજાવાળા એવા લડે છે કે જે જોતા આશ્ચર્ય થાય છે

હવે **મુષ્ટિવડે** જે પ્રહાર કરે તે મુષ્ટિક-મલ્લ વિશેષ કહીએ તેની **કથા** આ પ્રમાણે–આની ગાત્રયષ્ટિ બહુ ઘન અને

નિવિડ છે, વસ્ત્રાદિકને પણ બરાબર ગોઠવીને તેની ગાંઠ બાંધી છે એ એવો કઠીન મુષ્ટિવાળો છે કે તે જ્યારે અન્ય ઉપર મુષ્ટિ પ્રહાર કરે છે ત્યારે ઇંદ્ર વજ્રવડે પર્વતપર પ્રહાર કરતો હોય એવુ જણાય છે:

હવે **સંગ્રામની કથા** આ પ્રમાણે–સન્નદ્ધબદ્ધ કવચવાળા આ સુભટો અનેક પ્રકારના શસ્ત્રોવડે સામા સૈનિકોનું મુદ્ગરના ઘાતથી માટીના ઢેફાંને ચૂર્ણ કરી નાખે તેમ ચૂર્ણ કરી નાખે છે.

આ સંગ્રામની પ્રશંસા સમજવી ને નિંદા વિભીષણની જેમ સમજવી વિભીષણની કથા આ પ્રમાણે–ધરણીપ્રતિષ્ઠિત નગરમાં **શત્રુમર્દન** નામે રાજા હતો. ત્યા **વિભીષણ** નામે સાર્થવાહ વસતો હતો. અન્યદા માળવાના રાજા સમરસિંહને જીતવા માટે શત્રુમર્દન રાજા તેની સામે ગયો. પાછળ વિભીષણે વાત ચલાવી કે–' માળવાનો રાજા બહુ બળવાન હોવાથી અને આપણો રાજા નિર્બળ હોવાથી હારી જશે. ' આ વિભીષણના કથનથી નગર-લોકો ચારે બાજુ જતા રહ્યા. શત્રુમર્દન રાજા વૈરીને જીતીને પાછો આવતા તેણે પોતાના નગરને ઉજ્જડ જોયું. લોકો નમવા આવ્યા એટલે શા માટે બધા જતા રહ્યા હતા ? તે પૂછતાં વિભીષણની હકીકત જાણી તેની જીવ્હાનો છેદ કર્યો તે મરણ પામીને નરકે ગયો. આ વિકથાનું પરિણામ સમજવું. બધી કથાઓમાં નિંદાદ્વારે પણ વિકથા થાય છે.

વિકથા તજવાને ઇચ્છનારે કોઇના પુત્રના જન્મની, નામ પાડવાની, મુંડન કરાવવાની, લેખશાળાએ મૂકવાની, વિવાહ કરવાની ઇત્યાદિ વાતો ન કરવી. તેમજ પર્વત, ગામ, પ્રાસાદ, ઉદ્યાન, વાવ, કુવા, સરોવર, પરબ, નદી, સમુદ્ર વિગેરેની કથા

પણ નિ પ્રયોજન કરવી નહીં કેમકે એવી વાતો કરવાથી પોતાના કે પરના આત્માને જરૂર રાગ-દ્વેષ થવાનો સભવ છે અને તદ્દગત સાવદ્યની અનુમોદના લાગે છે તેમજ તેનાથી જુદી રીતે કહેનાર સાથે વિરોધ થવાનો સભવ છે તેથી ધર્મ ને અર્થની હાનિનો પ્રસગ પ્રાપ્ત થાય છે આ સર્વ **પ્રમાદાચરિત** છે વળી એવી વાતોમા વધારે પડવાથી વિદ્યાધરપણુ, રાજેદ્રપણુ મેળવવાની અને વૈરીના ઘતની ચિતા વિગેરે અપ ધ્યાનનો સભવ છે, તેથી તે નિષેધ કરવા લાયકજ છે

હવે હિસ્રપ્રદાન ને પાપોપદેશ આશ્રી કહે છે —

આયુધ આપવા, અગ્નિ આપવી, વિષ આપવુ, અધિકરણ મેળવી રાખવા એ સર્વ **હિસ્રપ્રદાન** સમજવુ અને ખેતર કેમ ખેડતો નથી? બળદ કેમ પલોટતો નથી? ઇત્યાદિ કહેવુ તે **પાપોપદેશ** સમજવો ૨૬૬ બીજા પણ સાવદ્ય કાર્ય શ્રાવકે, પડેલા શરૂ ન કરવા કે જે જોઇને બીજા સર્વ જનો પણ તેવા પાપકાર્યમા પ્રવર્તે ૨૬૭ કોઈ પર્વ નજીક આવે સતે ઘર લીપાવવુ, ધોળાવવુ વિગેરે કાર્યની પોતે પહેલ ન કરવી ઇત્યાદિ

આ પ્રમાણે શ્રાવક માટે યાવત્કથિક ધર્મોપદેશ કહ્યો, હવે પ્રતિદિન ઉપયોગી એવી યતના (જયણા)નો ઉપદેશ કહે છે —

પાપથી કે ગર્ભાવાસાદિક દુ ખથી ભય પામેલા પ્રાણીએ સર્વ કાર્યમા-સર્વ દ્રવ્યક્ષેત્રાદિમા જયણાપૂર્વકજ પ્રવૃત્તિ કરવી ગૃહવાસમા વસતા છતા પણ જયણાથી પ્રવૃત્તિ કરનાર જીવ સ્વર્ગના સુખને પામે છે ૨૬૮

કહ્યુ છે કે —

'શુદ્ધ-સારી રીતે ગળેલું જળ ગ્રહણ કરવુ. કાષ્ટ ને ધાન્યાદિ પણ શુદ્ધ-નિર્જીવ ગ્રહણ કરવા. ગ્રહણ કર્યા પછી પણ ત્રસજીવોની રક્ષાને અર્થે તેનો વિધિપૂર્વક પરિભોગ કરવો.'

આ જયણાનું ફળ કહે છે-બહુ આરંભના કારણભૂત ગૃહવાસમાં પણ યતનાપૂર્વક પ્રવૃત્તિ કરવી, જેથી સદ્‌ગતિની પ્રાપ્તિ થાય છે. કહ્યું છે કે-'અવિરાધિત શ્રમણપણાવાળા સાધુની તેમજ તેવા શ્રાવકની ગતિ જઘન્યે પણ સૌધર્મ દેવલોકમાં ત્રિલોકદર્શી પરમાત્માએ કહેલી છે.'

હવે વ્યતિરેકથી કહે છે કે-'સુષ્ઠુ પ્રકારે તપાદિ કરતો સંતો પણ જો જયણારહિત હોય તો તે સિદ્ધિને પામતો નથી અને **સુસઢ**ની જેમ દુઃખને પામે છે; તો તપરહિત જીવ દુઃખ પામે તેમાં તો શું નવાઇ ? ૨૬૯.

આ પ્રમાણે શ્રાવકનો **ધર્મ** કર્ત્તા કહે છે કે-મે તમને સંક્ષેપથી કહ્યો, હવે શ્રાવકે જે નવા નવા **અભિગ્રહો** કરવા યોગ્ય છે તે કહું છું. તે તમે સાંભળો. ૨૭૦.

શ્રાવકે ત્રિકાળ-સૂર્યોદયે, મધ્યાન્હે અને અસ્તસમયે ચૈત્યવંદન દ્રવ્યભાવપૂજારૂપ કરવા, નમસ્કારસહિતાદિ પ્રત્યાખ્યાન કરવું, પૂર્વે ભણેલું સંભારવુ ને નવું થોડું થોડું પણ જરૂર ભણવું. વળી વધારે સાંભળવાનો વખત ન મળે તો ગાથા, અર્ધ ગાથા પણ ગુરૂમુખે સાભળવી કારણ કે તે વિશિષ્ટ ફળના હેતુભૂત છે. પોતાના કલ્યાણ વિગેરેની વાત ધર્મ સાભળનારજ જાણી શકે છે.

વળી દરરોજ અમુક સંખ્યામાં નવકાર ગણવા અથવા અમુક સંખ્યાની ગાથાઓનો સ્વાધ્યાય કરવો.(ગાથાઓ ગણી જવી)

મુનિની વિશ્રામણા( વયાવચ્ચ )કરવી તેમને ઔષધાદિ આપવુ, ગ્નાન મુનિની સભાળ લેવી, તેને નિરાબાધ વાર્ત્તા પૂછવી અને વૈદ્યાદિકની જરૂર હોય તો તેની જોગવાઈ કરી આપવી મુનિએ લોચ કર્યો હોય ત્યારે અભિગ્રહયુક્ત–નિયમમા તત્પર એવા શ્રાવકે ઘૃતનુ દાન આપવુ ઇત્યાદિ ૭૭૧–૭૭

ઉપલક્ષણથી શ્રાવકની દર્શન પ્રતિમાદિ ૧૧ પડિમા વહેવી. તે પણ અભિગ્રહ વિશેષજ છે તે સબધી વિશેષ હકીકત તેના પ્રરૂપક દશાશ્રુતસ્કધાદિથી જાણી લેવી

ઉપરની ગાથામા મુનિને લોચ કર્યો હોય ત્યારે ઘૃતનુ દાન આપવાનુ કહ્યુ તે બીજે કયાઇ કહ્યુ છે કે તમેજ કહો છો ? એવી કોઇને કદી શકા થાય તો તેના નિવારણ માટે પૂર્વાચાર્યપ્રણીત પ્રસ્તુત અર્થને સવિશેષપણે કહેનારી ગાથા કહી છે તેનો અર્થ આ પ્રમાણે છે —

' માર્ગથી થાકીને આવેલા, ગ્નાન, આગમના અભ્યાસી એવા મુનિને તેમજ લોચ કર્યો હોય ત્યારે અને મોટી તપસ્યાના ઉત્તરપારણે આપવામા આવેલુ (ઘૃત)બહુ ગુણદાયક થાય છે ' ૭૭૩

હવે અભિગ્રહનુ નિગમન કરતા સતા સ્વજનોને ધર્મમા સ્થિર કરવા માટે મનુષ્યત્વાદિની દુલભતા સમજાવવા આરૂ કહે છે –

' હે ભવ્ય ! મે તને આ અભિગ્રહો સક્ષેપથી કહ્યા, હવે તુ આ સસારમા દુર્લભ શુ છે ? તે સાભળ ' ૭૭૪ આ વાત આઠ ગાથાવડે કહે છે—

આ પારાવાર એવા સસારસમુદ્રમા નીચે બૂડતા ને ઉપર આવતા એવા તે આ મનુષ્યત્વ ઘણા દુ ખે કરીને જન્મદરિદ્રી નિધાનને પ્રાપ્ત કરે તેમ પ્રાપ્ત કર્યું છે ૭૭૫

વિશેષાર્થ—લાખો જીવાયોનિમાં પરિભ્રમણ કરવાવડે આ સંસારસમુદ્રનો કીનારો પામવો મુશ્કેલ છે. ચાર ગતિરૂપ જે સંસાર તેમાં પ્રચુર જન્મ જરા મરણાદિ જળ ભરેલું હોવાથી તે સમુદ્ર કહેવાય છે. તેમાં કાંઈક કર્મની લઘુતા થવાથી ત્રસત્વાદિ પામે ત્યારે જીવ ઉંચો આવે અને વળી તથાવિધ ગુરૂતા થાય ત્યારે સ્થાવરાદિપણુ પામે એટલે નીચો જાય. આમ વિશિષ્ટ ચૈતન્ય-લક્ષણ જીવપણાથી બૂડતો ને ઉંચે આવતો નરકતિર્યંચાદિના ભવમા અનેક પ્રકારની અસાતાને અનુભવતો ચોલ્લકાદિ દશ દૃષ્ટાંત જે પૂર્વે બતાવી ગયા છીએ તેની જેવો અતિ વિષમપણે પ્રાપ્ત કરી શકાય એવો આ પ્રત્યક્ષ મનુષ્યભવ તેં જન્મદરિદ્રી મનુષ્ય જેમ નિધાનને મેળવે તેમ મેળવેલો છે.

હવે તેમા પણ આર્યદેશાદિની પ્રાપ્તિ મુશ્કેલ છે તે બતાવે છે.

મનુષ્યભવ પામ્યા છતા પણ દેશ, કુળ, જાતિ, રૂપ, આરોગ્ય સંપત્તિ. વિજ્ઞાન અને સમ્યક્ત્વ—આટલા વાના આ ભવ રૂપી ચારક-બંદીખાનામા પામવા દુર્લભ છે. ૨૭૬.

**વિશેષાર્થ**—મનુષ્યપણુ પામ્યા પછી માગધાદિ (૨૫ાા) આર્યદેશમાં ઉત્પન્ન થવું મુશ્કેલ છે અને આર્યદેશમા ઉત્પન્ન થયેલ હોય તેજ ધર્મસાધનને યોગ્ય થઈ શકે છે. તેમા પણ ઉત્તમ કુળ અને ઉત્તમ જાતિ જે માતા પિતા સંબંધી જુદા જુદા ગણવામા આવે છે તે પામવા દુર્લભ છે. તેવા કુળો સદાચાર-વાળા હોય છે અને ઉત્તમ જાતિવાન કષ્ટમાં પણ વિકાર પામતા નથી. તથા રૂપ એટલે સ્પષ્ટ પંચેદ્રિયપણુ પામવુ દુર્લભ છે. રૂપવાનપણ જો જ્વરાદિ રોગથી પરાભૂત હોય તો વિશિષ્ટ પ્રકારે ધર્મ આરાધન કરી શકતો નથી. તેથી આરોગ્ય સંપદા પામવી

દુર્લભ કહેલ છે આરોગ્ય મનુષ્ય, પણ વિજ્ઞાનરહિત હોય તો કૃત્યાકૃત્યના વિવેચનમા વિચક્ષણ હોતો નથી હેયોપાદેય (તજવા યોગ્ય ને કરવા યોગ્ય ) સમજવાની બુદ્ધિ તેજ વિજ્ઞાન કહેવાય છે તેની પ્રાપ્તિ દુર્લભ છે વિજ્ઞાનયુક્ત જીવ પણ અનાદિ મિથ્યાત્વના વાસિત અત કરણવાળો હોય તો સમકિત પામી શક્તો નથી અર્હત્પ્રણીત તત્ત્વની શ્રદ્ધા તે સમ્યક્ત્વ કહેવાય છે તેની પ્રાપ્તિ અતિ દુર્લભ છે અનેક પ્રકારની અસાતાને પ્રાપ્ત કરાવનાર હોવાથી આ સસાર બદીખાનારૂપજ છે

ઉપર જણાવેલી સર્વ સામગ્રી પામ્યા છતા ચારિત્રસપ્રાપ્ત, શ્રુતસાગરના પારગામી અને દુ ખનાશક તથા સર્વજ્ઞોપદિષ્ટ ધર્મને યથાર્થ કહેનાર ગુરૂની પ્રાપ્તિ થવી દુર્લભ છે ૨૭૭

**વિશેષાર્થ** -મનુષ્યત્વાદિની પ્રાપ્તિ થયા છતા પણ સદ્ગુણ રહિત હોવાથી, કુશાસ્ત્રના શ્રવણને લીધે વૈરાગ્ય ઉત્પન્ન થવાથી પ્રાયે ઘણા મનુષ્યો અનેક પ્રકારના કષ્ટને અનુભવીને પાપાનુ બધી પુણ્યના અનુભાવથી સાસારિક સુખને પામે છે, પણ મિથ્યાત્વાદિવડે કર્મસમૂહ ઉપાર્જન કરવાથી પાછા પૂર્વવત્ ભવ સમુદ્રમા ઉન્મજ્જનનિમજ્જન કર્યા કરે છે તેથી તેવા જીવોને વિશેષે કરીને સદ્ગુરૂની પ્રાપ્તિ દુર્લભ છે, એમ કહેવાની આ ગાથાની મતલબ છે સદ્ગુરૂ કેવા હોય ? ચારિત્રસપન્ન-ચરણ કરણ ક્રિયાયુક્ત, વળી શ્રુત-અગાનગપ્રવિષ્ટ, સામાયિકથી માડીને લોકબિદુસાર પર્યત-તેમાથી દુષમાદિ કાળને લઇને કેટલાક મુનિરાજને અમુક ભાગની પ્રાપ્તિ થાય છે શાસ્ત્રમા કહ્યુ છે કે-' સર્વ નદીઓની જેટલી રેતી અને સર્વ સમુદ્રનુ જેટલુ જળ-તે કરતા પણ અધિક એક સૂત્રનો અર્થ હોય છે '

આ પ્રમાણે શ્રુત અતિ વિશાળ હોવાથી તેમજ ઉત્સર્ગ અપવાદાદિવડે અતિ ગભીર હોવાથી સાગરરૂપ કહેવાય છે. તેના પાર પામેલા એટલે સમયાનુસારી સૂત્રાર્થના ધારક અને તીર્થંકર ગણધરાદિએ કહેલા શ્રુતચારિત્રરૂપ ધર્મને યથોપદિષ્ટ-જેમ કહેલ છે તે રીતેજ કહેનારા અને તેથી સ્વપર દુઃખના નાશક-સ્થવિરકલ્પી મુનિને સ્વપર તારક કહેલ છે. એવા સદ્ગુરૂ મળવા તે દુર્લભ છે.

શુદ્ધ ધર્મના દાતાર એવા ગુરૂ માતાપિતાતુલ્ય છે. આ ભવાર્ણવમાં બૂડતા એવા જીવોને એવા ગુરૂની પ્રાપ્તિ દુર્લભ છે ૨૭૮.

**વિશેષાર્થ**–અસદાગ્રહ વિનાના શુદ્ધ ધર્મના દાતા–પૂર્વે કહી ગયા પ્રમાણે આજ્ઞા અને શિક્ષાના આપનારા આચાર્ય રૂપ ગુરૂ તેને સર્વ સુખના હેતુ હોવાથી માતાની જેવા, તેમજ સર્વ સુખના સંપાદન કરી આપનારા હોવાથી પિતાની જેવા કહ્યા છે, તેવા ગુરૂ મળવા દુર્લભ છે. આ ગાથામાં ગુરૂને માતા-પિતાની ઉપમા આપી છે તે એમના વિના અન્ય કોઈ આ પ્રાણીને ખરૂં હિત કરનાર નથી એમ સૂચવવા માટે છે; બાકી ગુરૂનો ઉપકાર તો અપાર છે. તેને માતાપિતાની ઉપમા ઘટિત નથી. આ ભયંકર સંસારરૂપ કૂપમાથી ઉદ્ધાર કરવાને ગુરૂવિના અન્યનું સામર્થ્ય નથી. શ્રી સિંદુર પ્રકરમાં કહ્યુ છે કે —

પિતા, માતા, ભ્રાતા, પ્રિય સ્ત્રી, પુત્રોનો સમૂહ, મિત્ર, સ્વામી અને મદવાળા હાથી ઘોડા રથ અને પદાતિનો પરિકર–આ સર્વે આ પ્રાણીને નરકરૂપી કૂપમાં પડતાં રક્ષણ કરે–બચાવે–ન પડવા દે તેવા નથી–તેવા સામર્થ્યવાળા નથી; એવા સામ-

ર્થવાળા તો એક ધર્માધર્મને પ્રગટ કરનાર ગુરૂમહારાજજ છે '

આ હુંડા અવસર્પિણી ને ભસ્મરાશિ ગ્રહાદિના યોગથી સચ્ચારિત્રી મનુષ્યોજ આ કાળમા સ્વલ્પ હોય છે કહ્યુ છે કે–' આ કાળમા આ ભરતક્ષેત્રમા કલહના કરનારા, ડમરના કરનાર, અસમાધિના ઉપજાવનારા અને અનિવૃત્તિના કરનારા એવા સાધુઓ ઘણા હોય છે તેમા સ્વલ્પજ ખરા શ્રમણો હોય છે, બાકી તો માત્ર મુડજ હોય છે ૧ એવા સ્વલ્પ શ્રમણોમા પણ સૂત્રાર્થના નિષ્ણાત ( પારગામી ) અને અનેક ગુણમણિના ધારક સમુદ્ર જેવા સુગુરૂ તો અતિશય દુ પ્રાપ્ય છે

એવા દુર્લભ સદ્ગુરૂને પામ્યા છતા પણ જે મનુષ્યો સર્વ પ્રકારના સુખને આપનાર ધર્મ તેમની પાસે જઈને સાભળતા નથી તેઓ અધ તુલ્યજ છે ૨૭૯

**વિશેષાર્થ**–મનુષ્યત્વાદિનો લાભ થયા બાદ ગુણયુક્ત ગુરૂની પ્રાપ્તિ અતિ દુર્લભ છે તે પામ્યા છતા આ ભવ ને પરભવના સર્વ પ્રકારના સુખને આપનાર અને કષ્ટમાત્રને દૂર કરના એવા ધર્મનુ શ્રવણ અર્થાત્ આગમાદિકનુ શ્રવણ આળસ્યાદિક દોષથી હણાયેલા જે પ્રાણીઓ કરતા નથી તેને હિતાહિતનુ વિવેચન કરનાર જ્ઞાનચક્ષુ વિનાના હોવાથી અધજ સમજવા કહ્યુ છે કે—

' જિનવચનરૂપ ચક્ષુ વિનાના મનુષ્યો નિપુણતાથી એટલે બારીક રીતે સુદેવને દેવ તરીકે જાણી શકતા નથી, અદેવને અદેવ તરીકે જાણી શકતા નથી, અકલક એવા સુગુરૂને કે દોષવાળા કુગુરૂને જાણી શકતા નથી, ધર્મને કે અધર્મને ઓળખી શકતા નથી, ગુણવાનને કે નિર્ગુણીને પીછાણી શકતા નથી, કૃત્યને

કે અકૃત્યને જાણી શકતા નથી, હિતને કે અહિતને સમજી શકતા નથી.' આ અર્થનેજ દૃષ્ટાંતપુરઃસર કહે છેઃ—

'હા ઇતિ ખેદે ! જે જિનાગમને સાંભળતા નથી તેવા અજ્ઞાનમોહાંધ પ્રાણીઓ રત્નના ઢગલાને છોડી દઇને કાચના ખંડને ગ્રહણ કરે છે.' ૨૮૦.

અજ્ઞાન-તે હિતને ન સમજવું અને મોહ તે પુત્ર કલત્રાદિમા ગાઢ પ્રતિબંધ રાખવો, તેનાવડે વિવેકચક્ષુ આવૃત થઈ જવાથી—ઢંકાઈ જવાથી અંધ જેવા અંધ તેને અજ્ઞાનમોહાંધ કહીએ. તેવા જીવો શું કરે છે ? રત્નના સમૂહને છોડીને કાચનો ટુકડો ગ્રહણ કરે છે.

જે પ્રાણીઓ દુર્લભ એવી ધર્મશ્રુતિ-ધર્મનું શ્રવણ પામીને સદ્‌વૃત્ત હોતા નથી, તેઓ અમૃતને મૂકીને વિષનુ પાન કરે છે. ૨૮૧. વળી દુર્લભ અને શુદ્ધ એવા જિનેશ્વરોક્ત ધર્મને પામીને તેમાં ઉદ્યમ કરતા નથી તે પ્રાણીઓ પોતાના આત્માનીજ વંચના કરે છે. ૨૮૨.

આગમશ્રવણ કરનારને તો આવો ભાવ દૃઢ થવો જોઇએ કે-'કદી મેરૂ ચલાયમાન થાય, અગ્નિ શીતળ થઈ જાય, સૂર્ય પશ્ચિમ દિશામાં ઉગે અને પર્વતની શિલા ઉપર કમળ ઉગે-એવી અસંભાવ્ય હકીકત કદી સંભવે; પરંતુ સર્વજ્ઞોએ કેવળ-જ્ઞાનવડે દીઠેલું મિથ્યા થાય નહીં.'

આવું શ્રદ્ધાન સ્વબુદ્ધિવડે જે કરતા નથી. તે કટુકાદિ અશુભ રસવિનાના બીજા સાધારણ મિષ્ટ દ્રવ્યની વાત તો બાજુ રહો, પરંતુ સહજમાં અમર થઈ જવાય એવા અમૃતને પણ તજી દઇને વિષનું પાન કરે છે.

અહીં પરમ સુખના (મોક્ષના)હેતુભૂત હોવાથી સમકિતનેજ અમૃત તુલ્ય સમજવું કહ્યુ છે કે-' સમકિત પ્રાપ્ત કર્યે સતે નરક ને તિર્યંચગતિના દ્વાર તો બધ જ થાય છે અને સ્વાધીન એવા દેવસબધી અને મોક્ષસબધી સુખની પ્રાપ્તિ થાય છે વળી શુદ્ધ સમ્યકત્વવાળા જીવો કલ્યાણની પરપરાને પામે છે કારણ કે સમકિત દર્શનરૂપી રત્નને તુલ્ય સુરાસુરલોકમા બીજી કોઇ વસ્તુ નથી

આવા સમકિતને તજી દેનાર પ્રાણી તુરૂમણિદત્તની જેમ આ ભવમા જ મિથ્યાત્વમોહિત મન થવાથી અને સાધુ ઉપર પ્રદ્વેષ કરવાથી મહા દારૂણ વિપાકને પામે છે તેથી એટલે દારૂણ દુ ખને આપનાર હોવાથી મિથ્યાત્વને વિષરૂપ કહ્યુ છે

હવે અતિ દુર્લભ એવી શ્રદ્ધાને પામ્યા છતા ધર્મ સદ્દહ્યા છતા જે તેના આરાધનમા ઉદ્યમ કરતા નથી, જિનોક્ત એવા દેશવિરતિ કે સર્વવિરતિરૂપ ધર્મને આચરતા નથી તેઓ પોતાના આત્માને જ ઠગે છે અહીં એ ભાવના છે કે-પ્રભૂત ભાગ્યના સમૂહથી પ્રાપ્ત થયેલી એવી દુર્લભ સર્વ સામગ્રીનો સદ્ભાવ છતા જે ક્રિયા કરવાના આળસુ મનુષ્યો વિષમ એવા વિષ સમાન વિષયસુખના લવની ઇચ્છાને લઇને અનત શિવસુખરૂપ સુધારસના સ્વાદથી પોતાના આત્માને પરાઙ્મુખ રાખે છે તેણે પોતાના આત્માને જ ઠગ્યો છે એમ સમજવુ કહ્યુ છે કે-'જે પ્રાણી પોતાના મનુષ્યભવને ઇદ્રિયાર્થપણામા ગુમાવે છે તે લોહના ખીલાને માટે સમુદ્રમા વહાણને તોડે છે, દોરાને માટે વૈડુર્ય મણિના હારને તોડે છે અને ભસ્મને માટે શુદ્ધ ચદનને બાળે છે એમ સમજવુ

ઉપર પ્રમાણે ઉપદેશ આપવાવડે પોતાના સ્વજનોને ધર્મમાં સ્થિર કરવા

હવે કર્ત્તા ધર્મનેજ ઉપમાઓવડે સ્તવતા સતા ચાર ગાથા કહે છે—

જૈનધર્મજ આ લોકમાં અપૂર્વ કલ્પવૃક્ષ છે, કારણ કે તે સ્વર્ગ અને અપવર્ગના સુખરૂપ ફળને આપનાર છે ૨૮૩ કહ્યું છે કે—સ કલ્પ કરતાં પણ વિશેષ એવા મનુષ્ય સબંધી દેવ સબધી અને નિર્વાણ સબધી સુખને સદૈવ આપનાર હોવાથી અને પરતત્ર વૃત્તિ વિનાનો હોવાથી આ સદ્ધર્મરૂપ કલ્પવૃક્ષ અપૂર્વ છે.

અથવા આ ધર્મ સર્વત્ર સુખને આપનાર અપૂર્વ ચિંતામણિ રત્ન જેવો છે. વળી સર્વજ્ઞભાષિત ધર્મ સર્વ પ્રકારના સુખોનું નિધાન છે ૨૮૪.

કહ્યું છે કે—દેવસમૂહના ઇંદ્રોવડે વદ્ય અને સર્વકાળ મુનીંદ્રોએ સેવેલો એવો તેમજ સર્વદા ઐહિક ને આમુષ્મિક સુખને આપનારો એવો આ સદ્ધર્મ ચિતામણિ અપૂર્વજ છે. તેમજ આ ધર્મ અપૂર્વ અને અક્ષય એવા સુખસદોહને આપનાર હોવાથી અપૂર્વ નિધાન તુલ્ય છે. કહ્યુ છે કે—ઉત્તમ કુળમાં જન્મ, નિરોગી દેહ. અમૃત જેવા ઉજ્વળ ધામમાં નિવાસ, સર્વત્ર અનલ્પ યશનો પ્રસાર, વાસુદેવ ચક્રવર્તીપણાની પ્રાપ્તિ અને સ્વર્ગના તેમજ નિવૃત્તિના સુખનો લાભ—આ પ્રાણીને જે નિરતર અવિચ્છિન્નપણે પ્રાપ્ત થાય છે તે નિશ્ચે ઉત્તમ એવા ધર્મરૂપ નિધાનનુંજ ફળ છે. એટલે સદ્ધર્મ ઉત્તમ નિધાન તુલ્ય છે

વળી ધર્મ અપૂર્વ એવો બધુ છે, સન્મિત્ર છે, પરમ ગુરૂ છે અને મોક્ષમાર્ગે પ્રવૃત્તિ કરનાર અપૂર્વ એવુ વાહન છે. ૨૮૫

ધર્મ સર્વદા હિત કરનાર હોવાથી અપૂર્વ બંધુસમાન છે કહ્યુ છે કે-' નિકૃત્રિમ, સર્વ જનને અનુકૂળ અને સર્વદા અભીષ્ટ અર્થને પ્રાપ્ત કરાવી દેનાર એવો સર્વજ્ઞોદિત ધર્મજ નવીન બંધુતુલ્ય છે એમ તેને જાણનાર-ઓળખનાર કહે છે '

વળી આ ધર્મ સમસ્ત પ્રકારની આપત્તિનો નિવારનાર અને સમસ્ત પ્રકારની સંપત્તિનો સંપાદક હોવાથી અપૂર્વ સન્મિત્ર તુલ્ય છે કહ્યુ છે કે-આપત્તિના કલાપને દળી નાખનાર અને નિરંતર સંપત્તિના સંપાદન માટે બદ્ધકક્ષ(તત્પર)તેમજ પરલોકમા પણ જીવની સાથે જનાર એવો સદ્ધર્મજ અભિનવ મિત્ર છે

વળી ધર્મ સમ્યગ પ્રકારે ઉપાસના કર્યો છતો પ્રત્યેક-બુદ્ધાદિને જાતિસ્મરણાદિકથી તત્ત્વબોધજનક હોવાથી પ્રકૃષ્ટ ગુરુસમાન છે કહ્યુ છે કે-સમ્યગ પ્રકારે પામેલો ધર્મ પ્રાણીઓને જન્માંતરમા પણ સ્ફુટપણે નિશ્ચળ બોધને પ્રાપ્ત કરાવનાર હોવાથી પરમગુરુ તુલ્ય છે સાભળીએ છીએ કે પૂર્વ કરેલા અત્યુત્તમ ધર્મના પ્રભાવથી માત્ર બળદ વિગેરેને જોતાજ કરકંડુ વિગેરે મુનિઓને બોધિની પ્રાપ્તિ થયેલી છે

વળી મોક્ષમાર્ગે પ્રવૃત્ત થયેલા જીવોને ધર્મ પરમ-પ્રધાન થોડા કાળના નિર્વૃત્તિપુરીએ પહોચાડનાર હોવાથી અપૂર્વ વાહન તુલ્ય છે તેને માટે પણ કહ્યુ છે કે-કોઇ જન્યાએ તુરંગ ભાગ વિના એક કાષ્ટથી બનેલ, અશ્વાદિક જોડ્યા વિના યથેષ્ટ ભૂમિએ લઇ જનાર અને સર્વ શ્રમરહિત શય્યરહિત એવો ધર્મ રૂપ સ્યદન (વાહન) અપૂર્વ છે વળી—

ધર્મ દિવ્ય એવુ ભાતુ છે, ધર્મ રત્નનો સંચય છે અને ત્રુટક પ્રકારે જેના ધર્મ મોક્ષમાર્ગના સાથવાહ સમાન છે ૨૮૬

ધર્મ સર્વદા અવિનશ્વર હોવાથી દિવ્ય પ્રધાન એવું પાથેય છે. કહ્યું છે કે–' અહર્નિશ ખાઇ શકાય તેવું, અત્યંત પવિત્ર, સમસ્ત પ્રકારના દોષ વિનાનું, અવ્યય ( ખુટે નહીં તેવું ), અનર્ઘ્ય ( મૂલ્ય ન કરી શકાય તેવું ), અને અવિનશ્વર ( વિનાશ ન પામે તેવું ), અપૂર્વ દિવ્ય પથ્યદન એટલે ભાતું ધર્મજ છે '

વળી ધર્મ રાજાદિકને આધીન ન હોવાથી દિવ્ય એવા રત્નભંડાર તુલ્ય છે કહ્યુ છે કે–' રાજા લઇ શકે નહીં, ભાઇ ભાગ માગી શકે નહી, ચોર લુટી શકે નહી, પરાધીન નહી, હાનિ પામે નહી, મનોવાંચ્છિત આપે અને પરલોકમાં સાથે આવે એવા અપૂર્વ રત્નના ભંડાર તુલ્ય ધર્મ છે. '

વળી સારી રીતે સેવેલો ધર્મ મોક્ષમાર્ગને માટે દિવ્ય સાર્થવાહ છે. કહ્યુ છે કે–' અતિ ભયંકર અને અપાર એવી સંસારરૂપ અટવીમાંથી પાર પમાડનાર અને નિર્લોભીપણે સિદ્ધિ-પુરીએ પહોંચાડનાર એવો ધર્મજ નિશ્ચે અપૂર્વ સાર્થવાહ છે. '

આ પ્રમાણે અનેક ઉપમાઓવડે ધર્મની સ્તુતિ કરીને તે ધર્મનુંજ દષ્ટાંતદ્વારાએ સર્વોત્તમપણું બતાવતા સતા કહે છે —

આ લોકમાં જૈનધર્મ કરતાં અન્ય બીજો કોઇ ધર્મ સારભૂત નથી. તેને માટે જૈનશાસનમાં આ પ્રમાણે દષ્ટાંતો કહેલા છે. ૨૮૭.

લોહ વિગેરે ધાતુઓમાં જેમ સુવર્ણ વિષાપહારીપણા વિગેરે અનેક ગુણવાન હોવાથી ઉત્તમ ધાતુ કહેવાય છે તેમ અને દ્રષ્ટિબંધ, અગ્નિસ્તંભાદિ કરનાર અનેક પ્રકારની ઔષધિઓમાં ધાન્યરૂપ ઔષધિજ સકળ પુરૂષાર્થનું સાધન કરવાને સમર્થ એવા મનુષ્યના દેહનું પરિપાલન કરનાર હોવાથી ઉત્તમ ઔષધિ-

રૂપ ગણાય છે તેમ અને અનેક પ્રકારના દ્રવ્યોના સચયમા રત્નનો સચય કે જેનાવડે પ્રાણી મહર્દ્ધિક ગણાય છે—ઉત્તમ ગણાય છે તેમ જિનોદિત ધર્મ સર્વ ધર્મમા પ્રધાન શ્રેષ્ઠ છે ૨૮૮–૮૯

વળી જેમ સર્વ પ્રકારના ચદનમા ગોશીર્ષ (દિવ્ય) ચદન સુગધ વિગેરે ગુણોથી શ્રેષ્ઠ ગણાય છે, સદા ફળિત રહેતુ હોવાથી સર્વ વનમા નદનવન શ્રેષ્ઠ ગણાય છે અને મુનિઓમા ચોત્રીશ અતિશયવાળા શ્રી જિનેશ્વર શ્રેષ્ઠ ગણાય છે તેમ સર્વ ધર્મમા અત્યત ઉત્તમ જિનેશ્વરનો કહેલો ધર્મ છે કારણ કે તે ઐહિક આમુષ્મિક સર્વ પ્રકારના સુખોને આપનાર છે અને અહિંસા ( દયા ) વડે વિભૂષિત છે અન્ય કોઇપણ ધર્મમા જિનોક્ત દયા તુલ્ય દયા કહેલી નથી જૈનધર્મમાજ તેવી અપૂર્વ દયા કહેલી છે અને તે ધર્મમાજ તે પળાય છે ૨૯૦–૨૯૧ આ પ્રમાણે સર્વોત્તમ જૈનધર્મની પ્રાપ્તિ થયેલી હોવાથી પ્રમાદરૂપ મહાશત્રુને જીવના વીર્યોલ્લાસરૂપ તીક્ષ્ણ ખડ્ગવડે વિદારીને અપ્રમત્તપણે તમારે ધર્મને વિષે ઉદ્યમ કરવો યોગ્ય છે કહ્યુ છે કે–મદ્ય, વિષય, કષાય, નિદ્રા ને વિકથારૂપ પાચ પ્રકારનો અથવા અજ્ઞાન, સશયાદિ ભેદથી આઠ પ્રકારનો પ્રમાદ અનાદિ કાળથી આ આત્માનો સહચારી છે, વળી તેની આકુટિત એવી શઠતા પ્રખ્યાત છે તે પ્રમાદ મિથ્યા કરાવે છે, ખરા સગાતે તોડી દે છે, વિષયોમા તૃપ્તિ માને છે, પ્રમત્તની જેવી ચેષ્ટા કરાવે છે અને ગુણદોષના ભેદને જાણવા દેતો નથી હિતોપદેશ દેનાર ઉપર ક્રોધ કરાવે છે, જેના પ્રતાપે હિતને જાણતો સતો પણ આ પ્રાણી ધર્મકાર્યમા સીદાય છે, ધર્મ કરી શકતો નથી જગતમા જેટલા દુર્ગતમા ગણાય છે તે બધા

તે પ્રમાદના પ્રભાવવડેજ ગણાય છે. તેટલા માટે જ્યાંત્યાંથી પુરૂષાતન એકઠું કરીને એ દુર્જય એવા પ્રમાદરિપુને જીતવાનો પ્રયત્ન કરો. કારણ કે વ્યાધિ અને શત્રુની ઉપેક્ષા કરવી તે સુખને માટે થતી નથી.

પ્રમત્ત અને અપ્રમત્તના ફળનો વિપાક સ્વલ્પ કાળમાં પણ મોટો જણાય છે, તેટલા માટે પ્રમાદને વિદારવાવડે અપ્રમાદી થવાની તાકીદે જરૂર છે.

પ્રમાદને તજીને ધર્મમાં ઉદ્યમ કરવાનુ કહ્યુ છે, તે ધર્મ બતાવે છે —

જિનેશ્વરની પૂજા કરવી, યાત્રા કરવી, સાધુ મુનિરાજની પર્યુપાસના કરવી અને દરરોજ ઉદ્યમવાળા ચિત્તે આવશ્યક અને સ્વાધ્યાયમા પ્રયત્ન કરવો. ૨૯૩. આ સર્વ ધર્મ સમજવો.

હવે પૂજા દરરોજ ત્રણ કાળ અતિ સુગંધી પદાર્થોવડે કરવી. કહ્યુ છે કે—' સુગંધી દ્રવ્યના સુંદર વિલેપનવડે, સુગંધી કુસુમોવડે, ધૂપવડે, અખંડ અક્ષતવડે, દીપવડે, નૈવેદ્યવડે, શ્રેષ્ઠ આભૂષણો અને વસ્ત્રોવડે તેમજ અનેક જાતિના ફળોવડે, નાના પ્રકારના વર્ણવાળા સુવર્ણના કળશોવડે અને પ્રાંતે સ્તોત્રો તથા ગીતાદિવડે પૂજ્યપાદ એવા પરમાત્માની દ્રવ્યભાવ પૂજા કરવી તે જીવોને મહાસુખને આપનારી છે, છતાં તેને કોઇ પુણ્યવંત જીવોજ કરે છે.

યાત્રા ત્રણ પ્રકારની છે—અષ્ટાન્હિકાયાત્રા, રથયાત્રા ને તીર્થયાત્રા—પહેલી ચૈત્ર તથા આશ્વિન માસ વિગેરેમા આવતી છે. અઠ્ઠાઇઓ સમજવી.

બીજી પરમાત્માના રથને શ્વેત છત્ર, ચામર, પતાકાઓ-

વડે શુશોભિત કરીને, અનેક પ્રકારના વાજીંત્રોવડે આકાશને પૂરી દેતા, ધવલ મંગળના શબ્દોવડે દિશાઓને બધિર કરી દેતા, વિવિધ પ્રકારના નગ્નારીના લલિત એવા હાસ્ય અને એકઠા માગધજનોના મંગળ શબ્દથી આકાશને વ્યાપ્ત કરતા, સર્વત્ર અસ્ખળિતપણે શૃગાટક, ત્રિક, ચતુષ્ક, ચત્વર, ચતુર્મુખ અને મહામાર્ગોમા જૈનશાસનની મહાપ્રભાવનાને માટે દેવવો તે રથયાત્રા સમજવી આ રથયાત્રા જેમ સપ્રતિ રાજાએ કરી હતી તેમ તેના ચરિત્રથી જાણીને કરવી

ત્રીજી તીર્થયાત્રા-તેમા જો કે નિશ્ચય નયવડે તો જ્ઞાનાદિ ગુણયુક્ત આત્માનેજ તીર્થ કહીએ, તો પણ વ્યવહારથી તીર્થકરના જન્મ, દીક્ષા, જ્ઞાન અને નિર્વાણકલ્યાણકની ભૂમિ તેમજ વિહારની ભૂમિઓ પણ બહુ ભવ્યજીવોને શુભ ભાવની ઉત્પન્ન કરનારી હોવાથી તેમજ સંસારસમુદ્રમાથી તારનાર હોવાથી તીર્થ કહીએ તેવા તીર્થની યાત્રા તે તીર્થયાત્રા, અર્થાત્ તે યાત્રા કરવા સારૂ સર્વ સ્વજન તથા સર્વ સાધર્મિકને સાથે લઈ પ્રતિગ્રામ ને પ્રતિનગર વિશિષ્ટ ચૈત્યપરિપાટી કરતા દર્શનશુદ્ધિને માટે શત્રુંજયાદિ તીર્થે જવું તે તીર્થયાત્રા કહીએ આ રીતે ત્રણે પ્રકારની યાત્રા સમજીને તે કરવા ઉદ્યમ કરવો

તથા સાધુ કે જે જ્ઞાનદર્શનાદિવડે મુક્તિમાર્ગના સાધક હોય તેમની પર્યુપાસના કરવી, સેવા કરવી, અભ્યુત્થાનાદિ આઠ પ્રકારનો વિનય કરવો

વળી આવશ્યક સામાયિકાદિ ષડધ્યયનરૂપ તે બંને સંધ્યાએ કરવુ અને સ્વાધ્યાય વાચનાદિ પાચ પ્રકારનો નિરંતર કરવો

આ ઉપર બતાવેલા ધર્મકૃત્યો કરવામા પ્રતિદિન ઉદ્યમ

કરવો. કહ્યું છે કે–' જે જે રાત્રિઓ જાય છે તે પાછી આવતી નથી; તેમાં જે અધર્મ કરે છે તેની રાત્રિ તો નિષ્ફળજ જાય છે.' ૨૯૩.

હવે ઉપસંહાર કરતા સતા કહે છે.—

આ ભવભ્રમણ તરફ દૃષ્ટિ કરતાં અલબ્ધપૂર્વ એવી અને અતિ દુર્લભ એવી સર્વ સામગ્રીને પામીને આ સંસારના અસાર, અનિત્ય અને દુરંત એવા સ્નેહને–વિષયાનુરાગને તજીને હે ભવ્ય પ્રાણી! તમે ધર્મને વિષે–તેના ક્રિયાનુષ્ઠાનને વિષે ઉદ્યમ કરો ૨૯૪.

હવે ધર્મદેશના દ્વારને પૂર્ણ કરીને અન્ય દ્વાર કહે છેઃ—

આ પ્રમાણે સ્વજનવર્ગને ઉત્તમ ધર્મદેશના આપીને શય્યાસ્થાને જાય હવે ત્યાં જે વિધિ કરે તે કહે છે. ૨૯૫.

ઇતિ ધર્મદેશના દ્વાર–૨૨.

હવે ત્રેવીશમુ વિધિશયન દ્વાર કહે છે—

ભુવનનાથ જે પરમાત્મા તેમને સંભારીને, ચાર શરણ અંગીકાર કરીને, જે જે જીવોને દુઃખ આપ્યુ હોય તેને સંભારીને સર્વ જીવોને ખમાવે. ૨૯૬. પરમાત્માને સંભારીને એટલે નમસ્કાર કરીને અર્થાત્ ચૈત્યવંદન કરીને. અહીં સાત વાર ચૈત્યવંદન કરવાનું જે શાસ્ત્રમાં કહેલુ છે તે બતાવે છે—

૧. સવારના પ્રતિક્રમણમાં. ૨. ચૈત્યગૃહમાં. ૩. ભોજનના પ્રારંભમાં (પચ્ચખ્ખાણ પારતા) ૪. સંવર (પચ્ચખ્ખાણ) કરતાં. ૫. સાંજના પડિક્કમણમાં. ૬. સુતી વખતે અને ૭ ઉઠતી વખતે. આ પ્રમાણે સાત વખત ચૈત્યવંદન કરવા. મુનિરાજ તો એ પ્રમાણે એક અહોરાત્રમાં સાત કરે. શ્રાવક ત્રણ, પાંચ અથવા

સાત કરે તે આ પ્રમાણે—બે ટંક પ્રતિક્રમણ કરનાર અને ત્રિકાળ પૂજા કરનાર સાત વાર કરે એક ટંક પ્રતિક્રમણ કરનાર પાંચ વાર કરે, શેષ શ્રાવકો પણ ત્રણ વાર તો જરૂર કરે

હવે ચૈત્યવંદન કરીને ચાર શરણ કરે તે કહે છે —

૧ રાગાદિ દોષોનો સમૂહ જેમનો ક્ષય પામ્યો છે એવા, સર્વજ્ઞ, નિત્ય પૂજિત, યથાર્થવાદી અને શરણ કરવા યોગ્ય અરિહંતનું મને શરણ થાઓ

૨ જ્ઞાનાગ્નિવડે જેમણે સર્વ કર્મોને બાળી દીધા છે એવા, સર્વજ્ઞ, સર્વદર્શી અને અનંત સુખવીર્યવાળા સિદ્ધોનું મને શરણ હો

૩ જ્ઞાન દર્શન ચારિત્ર સંયુક્ત, સ્વપર તારક અને જગત્-પૂજ્ય એવા સર્વ સાધુ મુનિરાજનું મને શરણ હો

૪ સંસારના દુઃખને હરનાર અને મોક્ષસુખને આપનાર એવા જિનોક્ત ધર્મનું મને શરણ હો

આ પ્રમાણે ચાર શરણ કરીને એકેંદ્રિયથી માંડીને પંચેન્દ્રિય સુધીના જે જીવોને શરીર સંબંધી કે મન સંબંધી દુઃખ આપ્યું હોય તેને સંભારીને તે સર્વ જીવને ખમાવે શ્રાદ્ધ-પ્રતિક્રમણ સૂત્રમાં કહ્યું છે કે —

खामेमि सव्वजीवे, सव्वे जीवा खमंतु मे ।
मित्ती मे सव्वभूएसु, वेरं मज्झ न केणइ ॥ २९७ ॥

'હું સર્વ જીવને ખમાવું છું અને જીવો મને ખમજો, મારે સર્વ જીવોની સાથે મિત્રાઈ છે, કોઈની સાથે વૈર નથી'

આ પ્રમાણે ખમાવ્યા પછી રાત્રે કદાપિ શૂળ વિશુચિકા વિગેરે વ્યાધિથી મરણ થઈ જાય તો તે વખતે આહારાદિ તજી

શકાય નહીં તેથી અત્યારેજ તે સર્વ તજી દેય. તે આ પ્રમાણે.—

'છેલ્લા શ્વાસોશ્વાસે આહાર, ઉપધિ અને દેહ તેમજ પૂર્વના સર્વ દુશ્ચીર્ણ ત્રિવિધે ત્રિવિધે વોસિરાવું છું. ૨૯૮ આમાં મુનિને અંગે વસ્ત્રપાત્રાદિ ઉપધિનો ત્યાગ અને શ્રાવકને સર્વ પ્રકારના સ્થાવરજંગમ પરિગ્રહનો ત્યાગ સમજવો.

હવે જિનસમક્ષ—તેમની સાક્ષીએ આલોચના કરે છે:—

મારા જે જે અપરાધ જે જે સ્થાને થયેલા હોય કે જે જિનેશ્વર જ્ઞાનવડે જાણે છે તે હું સર્વ ભાવવડે ઉપસ્થિત થઇને આળોવું છું. હું છદ્મસ્થ છું, મૂઢ મનવાળો છું, જેથી મને કેટલા અપરાધ સાંભરે ? બધા ન જ સાંભરે, તેથી જે સાંભરે ને જે ન સાભરે તે સર્વને માટે મિચ્છામિદુક્કડ આપું છું. ૨૯૯–૩૦૦

હવે અંગીકૃત ભોગોપભોગથી માંડીને પ્રાતે નમસ્કાર ગણવા સુધીમાં થયેલા સર્વ પાપના પરિહાર માટે કહે છે:—

'પ્રાણીવધ, મૃષાવાદ, અદત્ત, મૈથુન, ધનલોભ, અનર્થદંડ અને ઉપભોગ પરિભોગમાં જે અત્યારે શય્યા વસ્ત્રાદિ રાખેલુ છે તે શિવાયનુ સર્વ ઘરનો મધ્યભાગ કે જ્યાં મેં શયન કરેલ છે તે મૂકીને બાકીના ભાગમાં ગમનાગમન તે સર્વને વચન કાયાવડે દ્વિવિધ દ્વિવિધે યાવત્ ગ્રંથિ ન છોડુ ને નવકાર ન ગણુ ત્યાંસુધીને માટે તજી દઉ છુ.' આમા પ્રાણાતિપાતમાં એકેંદ્રિય ઉપરાત મચ્છર જુ વિગેરે તથા સાપરાધ ત્રસજીવો સિવાયની હિંસાનો ત્યાગ સમજવો. મૃષાવાદ, અદત્તાદાન, મૈથુન માટે પણ તેજ પ્રમાણે સ્થૂળ ત્યાગ સમજવો અને પરિગ્રહમાં જે તજ્યું નથી (રાખેલુ છે) તથા આજનું નવીન જે ઉપાર્જન કરેલું છે તેનો પણ ત્યાગ સમજવો. મનને રોકવુ અશકય હોવાથી વચન કાયાવડે અમુક

કાળાવધિ કરીશ નહીં ને કરાવીશ નહી એમ સમજવુ હવે અઢાર પાપસ્થાનકમાથી બાકી રહેતા પાપસ્થાનકોને પણ વર્જે છે તેનો ત્યાગ કરે છે તે આ પ્રમાણે —

ક્રોધ, માન, માયા, લોભ, રાગ, દ્વેષ, અભ્યાખ્યાન, પૈશુન્ય, રતિ, અરતિ, પરપરિવાદ, માયામૃષાવાદ ને મિથ્યાત્વશલ્ય-એ સર્વ પાપસ્થાનકોને વર્જુ છુ-તજુ છુ ૩૦૩-૪

હવે અબ્રહ્મવિરતિદ્વાર કહે છે —

પ્રાયે શ્રાવકે બ્રહ્મચર્યને જ ધારણ કરવુ તે બ્રહ્મચર્ય મોહની જુગુપ્સાવડેજ પ્રાપ્ત થઈ શકે છે તે માટે કહે છે કે —

અહો ! મોહમૂઢતા અથવા વેદમોહનીય મહામત્ર સદશ છે, તેનો પ્રતિમત્ર ન હોવાથી તે દુર્જય છે વળી તેના પ્રભાવથી જ અમારી જેવા સસારની અનિત્યતાને જાણતા છતા પણ તેનાથી ક્ષણમાત્ર પણ વિરમતા નથી ૩૦૫ મોહરાજા અનેક રૂપ ધારણ કરીને ભવાભવાને પણ ભૂનારો ખવરાવે છે તેને માટે કહ્યુ છે કે —

જુઓ ! ઇંદ્રભૂતિ મહાકષ્ટે ધર્મને પામ્યા, સ્થૂલભદ્રની કસ્તો તેને વિકાર ઉત્પન્ન કરવા માટે તે કર્યા જ કર્યો, ભરત જેવા ચક્રવર્તીએ બાહુબલિ સાથેના યુદ્ધમા પ્રતિજ્ઞા તજીને ચક્ર મૂક્યુ, બળભદ્ર જેવા વિવેકીએ પણ છ માસ પર્યંત ભાઈના શબનુ વહન કર્યુ -આ પ્રમાણે વિચિત્ર રૂપ ધારણ કરનાર મોહ ના તેને નમસ્કાર થાઓ

કામદેવના બળવાનપણા માટે કહ્યુ છે કે-જુઓ ! દુબળો, કાણો, પગે ખોડો (લગડો), કાન કપાયેલો, પુચ્છવિનાનો, ક્ષુધાથી જેનુ પેટ ખાડામા ગયુ છે તેવો, છાલુ અને ઠીગનુ ઠીકરૂ

જેની ડોકમાં પડેલું છે એવો, શરીરપર ચાંદા પડેલો, તેમાંથી રૂધિર ને પરૂ ઝરી રહ્યું છે એવો અને કૃમિના સમૂહથી વ્યાપ્ત શરીરવાળો એવો કુતરો પણ કુતરીને દેખીને તેની તરફ-દોડે છે. ધિક્કાર છે કામદેવને ! કે જે આવાને પણ છોડતો નથી.

સસારની અનિત્યતાના સબધમા કહ્યું છે કે–સપત્તિ ચંપાના પુષ્પના રંગ જેવી છે, અગનાનો રાગ પદ્મદળપર રહેલા જળબિદુ જેવો છે, સ્વજનોનો પ્રેમ વિદ્યુતના ઝળકારા જેવો છે, લાવણ્ય હાથીના કાન સમાન છે, શરીર કલ્પાંતકાળના પવનમા રહેલા દીપકના પ્રકાશ જેવું છે અને યૌવન પર્વતમાંથી નીકળતી નદીના વેગ જેવું છે. આ પ્રમાણે તે સર્વની ચપળતા જાણ્યા છતા પણ આ પ્રાણી તેનાથી વિરમતો નથી–ગૃહવાસને તજતો નથી એ મોહનુ જ પ્રાબલ્ય છે

ગૃહવાસના અનિવર્તનનીજ હેતુદ્વારા નિદા કરે છે—

ભવરૂપવૃક્ષના કુસુમ જેવા આ બાળકો છે, ભાર્યા લોહ વિનાની બેડી છે અને બધુજનો બંધન કરનારા પાસ જેવા છે. ૩૦૬.

આ પ્રકારના પ્રિયા, પુત્ર, ભાઇ, બહેન ને માતાપિતા વિગેરેને માટે આ જીવ જે પાપકર્મ કરે છે તેના ફળરૂપ દુઃખ તેને એકલાનેજ ભોગવવા પડશે આ પ્રમાણે જાણતો છતો તેમજ સર્વજ્ઞભાષિત ધર્મને જાણતો છતો જે આ સ્ત્રીયાદિકથી વિરક્ત થતો નથી, તે આ આત્માનુ નિર્લજ્જપણું છે. ૩૦૭-૮.

શ્રાવક વિચારે કે–' હું નિર્મમતારૂપ ખડગવડે મોહના પાસને છેદીને, ખાંતદાંત થઇને, અનંગને જીતનાર એવા મુનિમાર્ગને કયારે અંગીકાર કરીશ ? ૩૦૯. આ ચોવીશમા બ્રહ્મચર્યરૂપ દ્વારની વિશેષ પુષ્ટિને માટે પચવીશમું સ્ત્રી–શરીરના

સ્વરૂપનુ ચિંતવન કરવારૂપ દ્વાર કહે છે —

**સ્ત્રી** એટલે મનુષ્યને માટે સ્વર્ગ ને નિર્વાણની અર્ગળા સમજવી વળી સર્વ પ્રકારના દુખસમૂહની અનિષ્ટ એવી મોટી ખાણ સમજવી વ્યાધિઓમા મહાવ્યાધિરૂપ અને વિષમા મહાવિષરૂપ સમજવી અવિવેકરૂપ રાજાની રાજધાની જાણવી અનર્થોનુ મહાસ્થાન જાણવુ અને દુશ્ચરિત્રનુ મૂળ જાણવુ તેમજ અશુચિનો તો આવાસ સમજવો ૩૧૦-૧૨

અશુચિનુ આવાસપણુ વિસ્તારીને કહે છે —

અશુચિભૃત મૂત્રમળના પ્રવાહરૂપ, વાત, પિત્ત, વસા, મજ્જા, પુપ્ફસ મેદ, માસ ને હાડના કરંડીઆ તુલ્ય એવુ સ્રીનુ કુત્સિત અગ ચર્મવડે આચ્છાદિત કરેલુ હોવાથી અવિવેકી જનોને તે રમણિક લાગે છે આમા **વસા** તે ચરબી સમજવી અને **મજ્જા** હાડકાની અંદર રહેલ શુક્રરૂપ ધાતુ સમજવો, **પુપ્ફસ** તે વામકુક્ષીમા રહેલો રક્તના ફીણરૂપ વિકાર વિશેષ જાણવો વળી કહ્યુ છે કે —

'કવિજનોએ શ્લેષ્મના આગાર રૂપ મુખને ચદ્રની ઉપમા આપી છે, માસની ગ્રથિરૂપ સ્તનને કનકકળશની ઉપમા આપી છે અને અપવિત્ર વસ્તુના સ્થાનરૂપ જઘનને હાથીના કુંભસ્થળની ઉપમા આપી છે, એમ ઠગીને મહાનિંદ્ય એવા **સ્રીના** રૂપને ભારે બનાવી દીધુ છે '

એવા કુવિકલ્પવડે આકુલિત ચિત્તવાળાને જાત્યધ કરતા પણ વિશેષ અધ કહે છે-જુઓ! જાત્યધ તો પોતાની પાસે પડેલી દૃશ્ય વસ્તુને જોઈ શકતો નથી, પરતુ રાગાધ તો વસ્તુ જે રૂપે છે તે કરતા જુદેજ રૂપે અર્થાત્ એકને બદલે બીજી

વસ્તુ રૂપેજ જુએ છે. તેથીજ મચકુંદનું ફુલ. ચંદ્રમા, કળશ, પુષ્પદામ અને કોમળ વૃક્ષના પલ્લવાદિકની ઉપમા સ્રીના અંગને આપીને ખુશી થાય છે.

સ્રીના અંગ વિષેજ કહે છે કે–આ સ્રીનું શરીર મૂત્ર પુરીષથી વ્યાપ્ત છે અને તેમાંથી અનેક પ્રકારના મલિન પદાર્થો ઝરી રહ્યા છે તેમજ કૃમિઓનો તે નિવાસ છે અને અનિત્ય છે. છતાં મતિબાહ્ય–મતિ વિનાના જનોને તે પાસ તુલ્ય છે ૩૧૪. જુઓ !

પાસમાં ને પાંજરામાં ચતુષ્પદ ને પક્ષીઓ બધાય છે ને પીડા પામે છે, તેવીજ રીતે યુવતિરૂપી પંજરમા પડેલા પુરૂષો પણ તેમાં બંધાણા સતા અનેક પ્રકારના ક્લેશ–દુઃખને પામે છે. ૩૧૫. વળીઃ—

સ્રીને વિષે આસક્ત એવા અવિવેકી જનો ઇલાચિપુત્રની જેમ શીત ઉષ્ણ વિગેરે અનેક પ્રકારની પીડા સહન કરે છે અને તેનીજ જેમ જાતિનો પણ ત્યાગ કરે છે અને રાવણની જેમ જીવિતવ્યનો પણ નાશ કરે છે. ૩૧૬.

ઇલાચિપુત્રનું દષ્ટાંત આ પ્રમાણેઃ—

ઇલાવર્ધનપુરમાં **જિતશત્રુ** નામે રાજા રાજ્ય કરે છે. ત્યાં **ઇલ** નામે શ્રેષ્ઠી વસે છે, તેને **ધારણી** નામે સ્રી છે. તેમને **ઇલાદેવી**ની આરાધનાથી પુત્ર થયો તેનું નામ તેમણે **ઇલાપુત્ર** રાખ્યું. તે યૌવનાવસ્થા પામ્યો એટલે પિતાએ તેને હલકા માણસોની સંગતમાં મૂક્યો. એકદા શરદઋતુમા તે વનમા ગયો ત્યાં કોઈ નટની રૂપવતી પુત્રીને જોઇને તે કામાતુર થયો. મિત્રો મહા મહેનતે ઘરે લાવ્યા. તેના પિતાએ બહુ રીતે સમજાવ્યો પણ ન સમજ્યો. તેથી શેઠે નટને બોલાવીને સોના સાથે તોળીને

તેટલા સોનાવડે તેની પુત્રી પોતાના પુત્રને આપવા કહ્યુ, પણ 'આ તો અમારો સુવર્ણનો અક્ષય નિધિ છે ' એમ કહીને તેણે ન આપી એટલે ઇલાપુત્ર નટોની સાથેજ ગયો નાટક શીખ્યો અનેક જગ્યાએ નાટક કરતા કરતા નટ બેનાતટે આવ્યા ત્યા રાજા પાસે નાટક કરતા નટકન્યાના મોહથી વારવાર નાટક કરાવનાર રાજાની વૃત્તિ ઇલાપુત્ર સમજ્યો તેવામા દૂર દૃષ્ટિ કરતા એક મુનિને જોયા તેની કામથી વિમુખ વૃત્તિ જોઇ તેનો વિચાર કરતા શુભભાવ વૃદ્ધિ પામ્યો, સમાગથી વિરક્ત થયો અને ક્ષપકશ્રેણિએ ચડતા ત્યાજ કેવળજ્ઞાન પામ્યો પછી ધર્મ-દેશના દેતા તેમણે કહ્યુ કે-' હુ પૂર્વભવે વસતપુરમા દ્વિજ હતો મોહની નામે મારી સ્ત્રી હતી અમે બને જણાએ સાથે દીક્ષા લીધી પણ પરસ્પરની પ્રીતિ છુટી શકી નહીં ત્યાથી મરણ પામીને સ્વર્ગે જઈ જાતિમદ કરવાથી મોહની આ નટપુત્રી થઈ છે પૂર્વભવના સ્નેહથી મને તેની ઉપર રાગ ઉત્પન્ન થયો હતો આ પ્રમાણે પૂવભવનુ વૃત્તાત ને દેશના સાભળીને રાજા રાણી ને નટપુત્રીએ દીક્ષા લીધી અને પ્રાતે કેવળજ્ઞાન પામીને ચારે જણ મોક્ષે ગયા ઇતિ ઇલાપુત્ર કથા

રાવણની કથા રામચરિત્રાદિથી જાણવી

હવે તેવી સ્રીથી વિરક્ત થયેલાનુ બહુમાન કરવારૂપ ૨૦ મુ દ્વાર કહે છે —

તેવા મનુષ્યોમા તેમને ધન્ય છે, તેઓ સુકૃતાર્થ જન્મ વાળા છે અને તેઓ સુરાસુરને પૂજ્ય છે કે જેઓ બાલ્યાવસ્થામા જ દુ ખના આવાસરૂપ ઘરને તજી દઇને વ્રતને અગીકાર કરનાર થયા છે વૈરાગ્યરૂપ તીક્ષ્ણ ખડગવડે મોહના બધનને છેદી નાખીને

પ્રિય સંગમોને અદષ્ટ કરીને-તજી દઈને જે મહાસત્વો નિષ્ક્રાંત થયા છે-ચારિત્રી થયા છે. તેમને ધન્ય છે, તેમને મારો નમસ્કાર થાઓ! હું તેવા સંયમધારીઓનો દાસ છું કે જેના હૃદયમાં અર્ધાક્ષીવડે જોઈને પુરૂષોને મોહ પમાડનારી સ્ત્રીઓ વાસ કરી શકી નથી ૩૧૭-૧૯.

તેવા બ્રહ્મવ્રતધારીની સ્તુતિ કરીને પોતે પોતાના આત્માનેજ કહે છે કે-' તે દિવસ ને તે મુહૂર્ત્ત ક્યારે આવશે કે જ્યારે ગૃહસ્થભાવને તજી દઈને નિર્વાણ સુખના નિધાનભૂત એવી અનવદ્ય પ્રવ્રજ્યાને હું અંગીકાર કરીશ ? ' ૩૨૦.

પૂર્વોક્ત સર્વ કાર્ય કરીને ભગવત પરમેષ્ઠીને પોતાના ચિત્તરૂપી મંદિરમાં સ્થાપીને શ્રાવક નિદ્રાને વશ થાય. ૩૨૧.

હવે ૨૭ મું આત્મબાધક દોષના વિપક્ષની પર્યાલોચના કરવા રૂપ દ્વાર કહે છે.-' આ સંસારમાં જન્મનું દુઃખ છે, જરાનું દુ:ખ છે, મરણનું દુ:ખ છે, અહો ! દુઃખરૂપ-દુઃખથીજ ભરેલા એવા આ સંસારમાં પ્રાણીઓ અત્યંત કષ્ટ પામે છે. ' ૩૨૨.

કહ્યું છે કે-' હે ગૌતમ ! અગ્નિ જેવી તપાવીને લાલચોળ કરેલી સોય દરેક રૂંવાડામાં દાખલ કરતાં જેટલી પીડા થાય તેટલી પીડા આ જીવને ગર્ભની અંદર છે. ત્યારબાદ ગર્ભમાંથી યોનિયંત્રદ્વારા નીકળતાં પૂર્વે કહેલ પીડા કરતાં લાખગણી-ક્રોડ ગણી પીડા થાય છે. '

વૃદ્ધાવસ્થા પણ દુઃખદાયક છે-તે ઉપર કથા કહે છે.—

કૌશાંબી નગરીમાં દ્રવ્યવાન્ અને બહુ પુત્રવાળો **ધન** નામે સાર્થવાહ રહે છે. તેણે એકલા નાના પ્રકારના ઉપાયોવડે પુષ્કળ

ધન ઉપાર્જન કરેલુ છે અને તે દ્રવ્ય પોતાના દુ ખિત બધુજનો ના-સ્વજનોના તેમજ પુત્રકલત્રાદિના ઉપભોગમા આવે છે કાળ પરિપાકના વશથી તે વૃદ્ધાવસ્થા પામ્યો, એટલે તેણે સમ્યક્ પ્રકારે પોતાનુ પ્રતિપાલન કરનાર જાણીને દ્રવ્યની વૃદ્ધિ કરે તેવા અને કળાકલાપમા કુશળ એવા પુત્રોની ઉપર સમસ્ત ગૃહ ચિતાનો ભાર સ્થાપન કર્યો તેઓ પણ આપણને આ પિતાએ આવી ધનવાન દશાને પમાડ્યા છે અને સર્વજનમાન્ય કર્યા છે એમ તેનો ઉપકાર માનતા સતા કુળપુત્રપણાને અવલબીને પોતાના પિતાનુ સારી રીતે પ્રતિપાલન કરે છે હવે કાર્યની વ્યગ્રતાથી પોતાથી પોતાના પિતાની સભાળ બરાબર ન લેવાતી હોવાથી તેમણે તે કાર્ય પોતાની સ્ત્રીઓને સોપ્યુ તે પુત્ર વધૂઓ પણ તેનુ ઉદ્વર્તન, સ્નાન, ભોજનાદિ યથાયોગ્ય કાળે બરાબર કરવા લાગી પછી ધીમે ધીમે ઉચિત ઉપચારમા શિથિલતા કરવા લાગી, વૃદ્ધે પોતાના પુત્રોને તે વાત બહુભારપૂર્વક કરી પતિઓએ સ્ત્રીઓને ઠબકો આપતા તે બધીઓએ એક વિચારવાળી થઇને પોતાના પતિને કહ્યુ કે-' અમે તો બરાબર સેવા કરીએ છીએ છતા વૃદ્ધપણાને લઇને તે અમારો દોષ બોલ્યા કર્યા કરે છે તમને અમારો વિશ્વાસ ન આવતો હોય તો એક દિવસ બીજાને ઘરમા રાખીને ખાત્રી કરો ' પુત્રોએ તેમ કર્યું, એટલે તે દિવસ વહુઓએ બરાબર ચાકરી કરી પેલા નવા માણસે તેવી હકીકત કહી પાછી વહુઓ તો અનાદર કરવા લાગી પુત્રોએ થોડા દિવસ પછી પોતાના પિતાને પૂછ્યુ, એટલે તેણે તો પ્રથમ પ્રમાણેજ ફરીયાદ કરી આવા તેના વચનોથી પુત્રોએ માની લીધુ કે ' વહુઓ તો બરાબર ચાકરી

કરે છે પણ આમને વૃદ્ધાવસ્થાને લઇને ટકટક કરવાની ટેવ પડી છે.' એમ ધારી તેમણે પણ પોતાના પિતાની ઉપેક્ષા કરી. વૃદ્ધ શેઠ બીજાઓ પાસે પણ કોઈ કોઈ વખત રૂદન કરીને પોતાના દુઃખની વાત કહેવા લાગ્યા, પણ પુત્રોના પરિચિતથી તેઓએ કાંઈ ધ્યાન આપ્યુ નહીં. પરિણામે પુત્રોથી ઉપેક્ષા કરાયેલા. વહુઓથી પરાભવ પામેલા અને સ્વજનોએ પણ અપમાનિત કરેલા શેઠ સાથે કોઈ વાત પણ કરવા ન લાગ્યું. કોઈ તેને બોલાવે પણ નહીં એવી સ્થિતિ થઇ પડી. સ્વજનવર્ગ સર્વ સુખી છતાં એ શેઠે બાકીનુ આયુષ્ય દુઃખમાં નિર્ગમન કર્યું.

આ પ્રમાણે અન્ય મનુષ્યોએ પણ પોતાની વૃદ્ધાવસ્થાને અંગે સમજી લેવુ. વળી વૃદ્ધાવસ્થામા શરીર તો એક સળીના બે ટકડા પણ ન કરી શકે એવું અશક્ત બને છે ત્યારે ધર્મ-કાર્ય તો શેનુંજ બને ? લોકોથી પણ તે પરાભવ પામે છે અને એવી રીતે જીંદગી પૂરી કરે છે.

હવે આ સંસારમાં રોગ સંબંધી પણ દુઃખ ભરેલું છે તે કહે છેઃ—

શરીરના સર્વ બંધોને શિથિલ કરનાર વ્યાધિ પ્રસંગે આયુષ્યને દુઃખમાં વ્યતીત કરતો અને દેહમાં રહ્યો સતો પણ અનેક પ્રકારનો શોચ કરતો પ્રાણી મહાદુર્ધ્યાન ધ્યાય છે. વળી તે વખતે તે વિચારે છે કે–'મારૂં એક પણ એવું સુકૃત્ય નથી કે જે મને પરભવમા જતા મરણાંતે સહાયક થાય, બળ આપે. જેણે આખા ભવમાં દુષ્કૃત્યો કર્યા છે એવો જીવ રાત્રે સુખે સૂઈ પણ શકતો નથી અને મરણ પામીને નરકે જાય છે ત્યા તીવ્ર વેદના અનુભવે છે.

ગાથામા ' च ' શબ્દ છે તેથી દેવપણામા પણ દુ ખ છે, એમ સમજવુ તેને માટે કહ્યુ છે કે-' તેને સુખ કોણ કહે કે જેમા પરાધીનપણુ છે, માથે સ્વામી છે વળી જે સુખ અમુક કાળે તજી દેવાનુ છે '

અહો ! આ સસાર ચતુર્ગતિ ભ્રમણરૂપ દુ ખમય જ છે કે જેને વિષે જીવો દુ ખોને અનુભવી રહ્યા છે ૩૭૨

આ પ્રમાણે સસારનુ સ્વરૂપ કહીને હવે તેના હેતુરૂપ કર્મના પરિહાર માટે કહે છે —

યત્રપીલણાદિ કર્મ અને વિષગરઆદિ વાણિજ્ય તેમજ ઉપલક્ષણથી ઇગાલકર્માદિ કર્મ અને ગુપ્તિપાળાદિ નોકરી આ સર્વ મહાપાપના બધન કરાવનાર છે આ સર્વનો પ્રથમ નિષેધ કરેલો છે, છતા ફરીને કહેવાનુ કારણ તે અત્યત પરિહાર્ય છે એમ સૂચવવા માટે છે કલહ તે કોઈની સગાતે કલેશ કરવો તે, ઝઝ એટલે જેણે અપરાધ કર્યો હોય તેના પર આખો દિવસ ક્રોધથી જેમ તેમ બોલ્યા કરવુ તે તેમજ આખો દિવસ કષાયકલુષિતપણે રહેવુ અને તેવા કષાયવાળા વચનોથી જેની તેની સાથે બોલવુ–આ સર્વ મહાપાપના મૂળ હોવાથી તજવા યોગ્ય છે આ ભવ સબધી ને પરભવ સબધી દુ ખપ્રાપ્તિના તે જ મુખ્ય કારણો છે

અહીં નિશીથ સૂત્રમા કહેલા બે દૃષ્ટાત ટુકામા કહે છે —

શાસ્ત્રકાર કહે છે કે-કષાયના કારણ ને કષાય ઉત્પન્ન થયે સતે સામર્થ્ય હોય ત્યાસુધી તત્કાળ તેને ઉપશમાવી દેવા, નહીં તો તેને પરિણામે મહા અનર્થ થાય છે તે ઉપર દૃષ્ટાત

કહે છે-કોઈક અરણ્યમાં અનેક પ્રકારની વનરાજી ( વનસ્પતિ )થી શોભિત સરોવર છે. ત્યા ઘણા જળચર ખેચરાદિ જીવો વસે છે. વળી એક મોટું હાથીનું યૂથ પણ રહે છે. અન્યદા ઉષ્ણ-કાળે વૃક્ષોની શીતળ છાયામાં તે હાથીનું યૂથ બેઠેલું છે, તેવામાં તેની નજીકમાં બે સરડા વઢવા લાગ્યા. એટલે વનદેવતાએ સર્વ સાંભળે એમ કહ્યું કે-' તમે જળચરો થળચરો સર્વ સાંભળો એમ કહું છું કે-આ સરડાને વઢતા વારો, નહીં તો તે મહાઉપદ્રવ માટે થશે. ' આ પ્રમાણે વનદેવે કહ્યા છતા સર્વે-એ તેની અવગણના કરી. હવે બે સરડામાંથી એક ભાગ્યો તે અત્યંત આળસુ થઈને પડેલા હાથીની સુંઢમાં બિલ જાણીને પેસી ગયો. બીજો પણ તેની પછવાડે તેમાં પેઠો. ત્યાં પણ પાછા તે વઢવા માંડ્યા, એટલે હાથી બહુ અકળાણો અને તળાવની પાળ ભાંગી નાખી, વૃક્ષો તોડી નાખ્યા, કેટલોય ભંજવાડ કર્યો, આ બધું પ્રથમ સરડાનું યુદ્ધ ન નિવાર્યું તેના પરિણામ રૂપ થયું, માટે કષાયનું કારણ ઉપજતાંજ નિવારવું.

હવે બીજું દષ્ટાંત કહે છે કે-કોઈ પરિવ્રાજક પાસે એક દારિદ્રયથી પરાભવ પામેલો દ્રમક (ભિક્ષુ) આવ્યો. તેણે અર્થ ઉપાર્જન કરવાનું સાધન પૂછ્યુ, એટલે પરિવ્રાજકે તેને કહ્યુ કે-'હું તને દ્રવ્યવાન કરીશ.' પછી તેને લઈને તે કોઈ પર્વતના નિકુંજમાં ગયા. ત્યાં દ્રમક ગુરૂના ઉપદેશથી શીત, વાત, આ-તપ તથા પરિશ્રમને નહીં ગણતો અને ક્ષુધાતૃષાદિ વેદનાને સહન કરતો બ્રહ્મચારીપણે ગુરૂની પાસે રહ્યો. અચિત્ત કંદમૂળ પત્ર-પુષ્પ ફળ વિગેરેનો આહાર કરતા સતા ગુરૂના કહેવા પ્રમાણે શમીપત્રના પુટવડે કનકરસ ઉપાર્જન કર્યો અને તેનું તુંબડું

ભર્યું પછી પાછા વળતા માર્ગમા પરિવ્રાજક વારવાર એમ કહેવા લાગ્યો કે 'મારા પ્રમાદથી તુ દ્રવ્યવાન થઈશ ' આવા વચનો સાભળીને દ્રમકને ક્રોધ ચડ્યો, અને પોતાના ઉપક્રમને વિચારતા તેણે કહ્યુ કે-'તમારા પ્રમાદથી મારે દ્રવ્યવાન થવુ નથી ' એમ કહી શાકપત્રમા પેલો રસ ઢોળી નાખવા લાગ્યો, એટલે પરિવ્રાજકે કહ્યુ કે-'તુ એ રસ શાકપત્રમા ઢોળી ન નાખ, પાછળથી પસ્તાઈશ ' પણ પેલો દ્રમક સમજ્યો નહીં અને રસ ઢોળી નાખ્યો, જેથી જન્મભર દરિદ્રી રહ્યો

આ પ્રમાણે ગુરૂ પણ શમીપત્રોપમાન અનુષ્ઠાનોવડે સયમ રૂપ કનકરસ ઉપાર્જન કરાવે છે, પછી શાકપત્રની ઉપમાવાળા કષાયોવડે તે રસનો જે શિષ્ય વિનાશ કરે છે તેને હિતશિક્ષા આપી નિવારે છે, તેથી સમજીને જે કષાયવશ થતો નથી તે શિષ્ય સુખી થાય છે અને કષાયને વશ થનાર દુખી થાય છે

હવે સમાર્ગના હેતુને દૂર કરીને મોક્ષના સ્મરણ માટે કહે છે –

"મે આજે દેવપૂજાદિ સુકૃત્ય શુ કર્યું છે ? મારે શુ કર્તવ્ય જીર્ણોદ્ધારાદિ કરવાનુ બાકીમા છે ? હુ શુ શકય એવુ જિનપૂજા, તપ, પઠનાદિ કરતો નથી ? મારૂં શુ સ્ખલિત નિષ્ઠુરભાષણાદિ અન્ય સાધર્મિકો જોઇ રહ્યા છે ? કયો આત્મા જીરે છે ? હુ મારૂં શુ સ્ખલિત તજતો નથી ? " આમ વિચારીને એના ઉત્તર શ્રાવક મનમાજ ચિતવે ને તેના કારણો યથાશક્તિ દૂર કરે. ૩૨૮

હવે તજવા યોગ્ય આઠ પ્રકારના પ્રમાદ છે તે આ પ્રમાણે મુનિઓએ (પૂર્વપુરૂષોએ) કહ્યા છે–૧ અજ્ઞાન, ૨ સશય, ૩ મિથ્યાજ્ઞાન, ૪ રાગ, ૫ દ્વેષ, ૬ મતિભ્રશ, ૭ ધર્મનો અનાદર

અને ૮ દુઃપ્રણિધાનવાળા યોગ. હું આ પ્રમાદથી થતા અતિચાર-દોષને તજતો નથી; પરંતુ તે ખાસ તજવા યોગ્ય છે.

હવે અઠ્ઠાવીશમું ધર્માચાર્યને સંભારવારૂપ દ્વાર કહે છે.—

મારા ધર્મગુરૂ કેવા છે? પાંચ મહાવ્રતના ધારક છે. તેને માટે કહે છે—જે બાદર કે સૂક્ષ્મ જીવોને હણતા નથી. તે ચાર પ્રકારે—દ્રવ્યથી છએ જીવનિકાયમાં રહેલા, ક્ષેત્રથી સર્વ લોકમા રહેલા, કાળથી દિવસે કે રાત્રીએ, ભાવથી રાગે કરીને દ્વેષે કરીને તથા મન વચન કાયાએ કરીને કૃત કારિત અનુમતિ મિશ્ર-એવી રીતે સર્વ જીવોના સર્વ પ્રકારના વધનો નિષેધ કરનાર હોવાથી પ્રથમ મહાવ્રતના ધારક.

તથા અલીક ( અસત્ય ) નહી બોલનારા. અલીક ચાર પ્રકારે—૧ સદ્‌ભાવનો નિષેધ—આત્મા નથી એમ કહેવું તે. ૨ અસદ્‌ભાવનું ઉદ્‌ભાવન—જીવ અંગુઠાના પર્વ જેવડો છે, અથવા સામા જેવડો કે તંદુળ જેવડો છે, અથવા સકળ જગતવ્યાપી છે એમ કહેવું તે. ૩ અર્થાંતરોક્તિ—ગાયને અશ્વ કહેવો તે. ૪ ગર્હા—પરદોષોદ્‌ઘાટન—પારકી નિંદા કરવી અથવા પારકા દોષ પ્રગટ કરવા તે. આ અસત્ય દ્રવ્યથી સર્વ દ્રવ્ય સંબંધી, ક્ષેત્રથી લોકાલોકમાં, કાળથી દિવસે કે રાત્રે, ભાવથી માયાલોભરૂપ રાગવડે તથા ક્રોધમાનરૂપ દ્વેષવડે. તેમાં ગ્લાનપણા વિગેરેનુ મિષ કાઢીને કૃત્યમાં ન પ્રવર્તવું તે માયા. મિષ્ટાન્નનો લાભ થયે સતે અન્યના શુદ્ધ અન્નાદિને પણ અનેષણીય કહેવા તે લોભ. કોઇને ક્રોધવડે તું તો મારો દાસ છે એમ કહેવું તે અને માનવડે પોતે અબહુશ્રુત છતાં હું બહુશ્રુત છુ એમ કહેવું

તે ભય ને હાસ્યવડે પણ અસત્ય બોલાય છે, તેનો આમા અંતર્ભાવ કરવો આવા અસત્યનો પણ જેમને ત્રિવિધેત્રિવિધે ત્યાગ છે એવા બીજા મહાવ્રતના ધારક

તથા અદત્તનુ ગ્રહણ નહીં કરનારા તે અદત્ત ચાર પ્રકારે-૧ સ્વામી અદત્ત-જે વસ્તુ લેવાની તેના સ્વામીએ આજ્ઞા આપી ન હોય તે લેવી ૨ જીવ અદત્ત-સચિત્ત વસ્તુનો ઉપયોગ કરવો ૩ તીર્થંકર અદત્ત-અનેષણીય આહારાદિ ગ્રહણ કરવો તે ૪ ગુરૂ અદત્ત-ગુરૂને નિવેદન કર્યા સિવાય અન્નાદિ વાપરવુ તે આ અદત્ત પણ ચાર પ્રકારે-૧ દ્રવ્યથી ગ્રહણ ધારણ કરવા યોગ્ય દ્રવ્ય, ક્ષેત્રથી ગ્રામાદિકમા, કાળથી દિવસે કે રાત્રીએ અને ભાવથી રાગદ્વેષાદિકે ગ્રહણ કરવુ તે આ ચારે પ્રકારે ચારે પ્રકારના અદત્તનો ત્યાગ કરનાર હોવાથી ત્રીજા મહાવ્રતના ધારક

હવે ચોથા વ્રત આશ્રી કહે છે-નવ બ્રહ્મચર્યની ગુપ્તિ સહિત ચતુર્થ વ્રત આદરનાર તેમા બ્રહ્મના ૧૮ પ્રકાર છે દેવ સબંધી કામરતિના સુખને ત્રિવિધે ત્રિવિધે તજે તેમજ ઔદારિક કામરતિના સુખને પણ ત્રિવિધે ત્રિવિધે તજે, એ બેના નવ પ્રકાર મળીને ૧૮ પ્રકારનુ બ્રહ્મચર્ય સમજવુ તે દ્રવ્યથી રૂપમા ને રૂપસહિતના રૂપ તે નિર્જીવ પ્રતિમા કે ચિત્ર સ્ત્રીનુ હોય તે અથવા આભૂષણ રહિત સ્ત્રીનુ શરીર, અને રૂપસહગત એટલે સજીવ સ્ત્રી કે પુરૂષનુ આભુષણયુક્ત શરીર તે, ક્ષેત્રથી ત્રણે લોકમા, કાળથી દિવસે કે રાત્રે, ભાવથી મન વચન કાયાવડે ત્યાગ કરવો તે

હવે બ્રહ્મચર્યની નવ ગુપ્તિ (વાડ) કહે છે

૧ બ્રહ્મચર્ય પાળવામા તત્પર એવા પુરૂષે સ્ત્રી પશુ કે નપુંસકથી સંસક્ત વસતિમાં ન રહેવું. રહેવાથી બાધાનો સંભવ છે. ૨ એકાકી સ્ત્રીની સાથે ધર્મદેશનારૂપ વચનવ્યાપાર પણ ન કરવો. અથવા સ્ત્રીની જાતિવિગેરેની કથા ન કરવી. ૩ સ્ત્રીની સાથે એક આસનપર બેસવું નહીં. તેણે બેસીને તજી દીધેલા આસન ઉપર પણ અંતર્મૂહૂર્ત્ત સુધી ન બેસવું. કેમકે તેનું ભોગવેલું આસન પણ ચિત્તમાં વિકાર ઉત્પન્ન કરવાના હેતુભૂત છે. કહ્યુ છે કે-યતિએ સ્ત્રીથી સેવાયેલ શયનાસન તેના સ્પર્શ-દોષના કારણથી તજવું. કારણ કે જેમ સ્પર્શના કારણથી કુષ્ટના વ્યાધિની અસર થાય છે તેમ તેની પણ અસર થાય છે. ૪ સ્ત્રીની ઇંદ્રિઓ નયનનાસિકાદિ મનોહર જાણીને જોવા નહીં. તેનુ દર્શન પણ મોહોદયના હેતુભૂત છે. કહ્યું છે કે-ચિત્રમાં આળેખેલી સ્ત્રી પણ મનુષ્યને મોહ પમાડે છે તો પછી સ્મિત અને વિભ્રમાદિયુક્ત સ્ત્રીને જોવાથી મોહ ઉત્પન્ન થાય તેમાં શી નવાઈ? ૫ ભીતને આતરે સ્ત્રી રહેતી હોય તો ત્યા પણ ન રહેવું. કેમકે તેના આભૂષણાદિના સ્વર વિગેરે પણ મોહ ઉત્પન્ન કરે છે. ૬ પૂર્વે ગૃહસ્થપણામાં સ્ત્રીસેવનાદિ કરેલ હોય તે સભારવું નહીં ૭ સ્નિગ્ધ આહાર કરવો નહીં. કેમકે તે ધાતુને પુષ્ટ કરી વિકાર ઉત્પન્ન કરે છે. ૮ અતિમાત્ર આહાર કરવો નહીં. એટલે શરીરના-ઉદરના આઠ ભાગ કલ્પી અન્નપાનવડે છ ભાગ પૂરવા, બે ભાગ તો કાયમ પવનના પ્રચાર માટે ખાલી રાખવા. ૯ શરીરની વિભૂષા ન કરવી તે પણ સ્વપર ચિત્તને વિકારના હેતુભૂત થાય છે

આ પ્રમાણે નવ બ્રહ્મગુપ્તિ સહિત ચતુર્થ મહાવ્રતના ધારક.

હવે પાચમા મહાવ્રતમા પરિગ્રહને તજનાર ધર્મોપકરણ શિવાય સચિત્ત અચિત્ત ભેદવાળી અનેક પ્રકારની વસ્તુઓને પરિગ્રહ કહીએ તેને નિર્વિવેકીઓજ ગ્રહણ કરે છે મુનિ સર્વ પ્રકારની ઉપાધિના કારણભૂત હોવાથી તેને તજી દેય માત્ર ધર્મોપકરણનેજ ચારિત્રની રક્ષા માટે ગ્રહણ કરે તે પરિગ્રહ ચાર પ્રકારે તજવો દ્રવ્યથી સર્વ દ્રવ્ય, ક્ષેત્રથી સર્વ લોકમા, કાળથી ને ભાવથી પૂર્વ પ્રમાણે

પરિગ્રહનુ સ્વરૂપ, વિશેષણદ્વારે કરીને સૂત્રકાર કહે છે–તે હિરણ્યસુવર્ણાદિક પરિગ્રહ છેદભેદાદિ અસમંજસપણાનુ કારણ છે તેથી તેને વર્જવો હવે ગ્રંથકાર હિરણ્યાદિક કેટલાક પ્રકાર કહે છે —

હિરણ્ય તે રજત, સુવર્ણ તે સોનુ, કાસુ વિગેરે અન્ય ધાતુઓ, નાણ, પ્રવાળા, ચારે પ્રકારનુ ધન, ૨૪ પ્રકારનુ ધાન્ય, સ્ત્રી વિગેરે-સર્વથા યોગત્રિક, કરણત્રિક ને કાળત્રિકવડે વર્જે ૩૨૭

આ પ્રમાણે પાચમા મહાવ્રતના ધારક

હવે છઠ્ઠા મૂળગુણને કહે છે-રાત્રિભોજનથી વિરક્ત-નિવૃત્ત એવા, મહાયશવાળા-સર્વત્ર ફેલાયેલ કીર્તિવાળા મુનિ હોય તે રાત્રિભોજન ચાર પ્રકારે-દ્રવ્યથી અશનપાનખાદિમસ્વાદિમરૂપ ચાર પ્રકારના આહારના તેમજ નિબપત્રાદિ અનાહારના પણ, ક્ષેત્રથી અઢી દ્વીપ ને બે સમુદ્રને વિષે, કાળથી ચાર પ્રકારે-૧ દિવસે ગ્રહણ કરેલુ દિવસે ખાવુ, ૨ દિવસે ગ્રહણ કરેલુ રાત્રે ખાવુ, ૩ રાત્રે ગ્રહણ કરેલુ દિવસે ખાવુ અને ૪ રાત્રે ગ્રહણ કરેલુ રાત્રે ખાવુ ભાવથી તીખુ, કડવુ, કપાયલુ, ખાટુ ને મધુર

એવા પાંચ પ્રકારના રસવાળું. આ રીતે ચારે પ્રકારે વર્જે. તેમાં કાળથી ચાર પ્રકારમાં દિવસે ગ્રહણ કરેલુ દિવસે ખાવામા રાત્રિનો અભાવ હોવાથી તે વર્જવુ ન જોઇએ, એમ કહેનારને ઉત્તર આપે છે કે-મોદકાદિ વસ્તુનો સંચય પણ મુનિ ન કરે કે જે આજનું ગ્રહણ કરેલું બીજે દિવસ ખવાય. દુર્ભિક્ષાદિ પ્રસગે પણ તેમ કરવાનું મુનિમાટે ત્યાજ્ય કહેલુ છે.

આ પ્રમાણે છ મૂળગુણના ધારક એવા મારા ધર્મગુરૂ છે.

મૂળ ગુણ વિષે કહ્યાબાદ હવે ઉત્તર ગુણ સંબંધી કહેવાનો અવસર છે. ઉત્તર ગુણ પિંડવિશુદ્ધિ વિગેરે છે. તેમાં પણ સર્વ ગુણના આધારભૂત એવા દેહના પરિપાલન માટે નવકોટિ શુદ્ધ એવા આહારને મુનિ ગ્રહણ કરે. તે વિશુદ્ધિ આ પ્રમાણેઃ—

સર્વારભવિવર્જિત અને સયમમાં ઉદ્યુક્ત એવા મુનિ પોતાને અર્થે કાંઇપણ ન ખરીદે, ન ખરીદાવે, ન હણે ને ન હણાવે. ૩૨૯.

**વિશેષાર્થ**–મુનિ શાળિ મગ વિગેરે પોતે ન ખરીદે અને બીજા પાસે ન ખરીદાવે, તેમજ સચિત્તને અચિત્ત કરીને પોતે તેમાંના જીવોને ન હણે. પોતે ઓદનાદિ રાંધે નહીં તેમજ બીજા પાસે રધાવે પણ નહીં ખરીદતાં, હણતાં, રાંધતાં અન્યને અનુમોદે પણ નહીં આ પ્રમાણે પિંડવિશુદ્ધિ કહી. એમાં એક અન્નનુ ગ્રહણ કરેલું હોવાથી તજ્જાતીય એવા શય્યા, પાત્રાદિમાં પણ સમજી લેવી. શાસ્ત્રમાં કહ્યુ છે કે–મુનિ પિંડ, શય્યા, વસ્ત્ર ને પાત્ર અકલ્પ્યને ઇચ્છે નહીં; કલ્પ્યને જ ગ્રહણ કરે. અશુદ્ધ પિંડને ગ્રહણ કરતા એવા અચારિત્રીમા સંયમનો સદ્ભાવ નથી અને સયમ ન હોવાથી તેની સર્વ દીક્ષા નિરર્થક છે.

આ પ્રમાણે મૂળગુણ સબધી ને ઉત્તરગુણ સબધી કહીને હવે બીજી રીતે કહે છે —

ગુરૂને સયમમા ઉદ્યુક્ત કહ્યા તે સયમ સત્તર પ્રકારે પૂર્વે કહેલ છે તેના પાળનાર તથા સર્વ આરભના વિવર્જક ગુરૂ હોય હવે આરભના ભેદ કહે છે —

ત્રણ યોગ ને ત્રણ કરણથી સરભ, સમારભ ને આરભ-એમ ત્રણે પ્રકારનો આરભ ચાર કષાયવડે કરે એટલે તેના ૧૦૮ ભેદ પરસ્પર ગુણતા થાય તેમાંનો એક ભગ આ પ્રમાણે —

'મને કરીને ક્રોધસયુક્ત થયો સતો સરભ કરે' એ રીતે મનથી માન માયા ને લોભવડે સરભ કરતા ચાર ભગ થાય તેજ ચાર પ્રકારે કરાવવાના ને કરતા અનુમોદવાના ભગ ગણતા ત્રણ ચોક બાર ભેદ મનવડે થાય તેજ રીતે વચન ને કાયાના ૧૨-૧૨ ગણતા ૩૬ ભેદ સરભના થાય તે પ્રમાણે સમારભ ને આરભના ૩૬-૩૬ ભેદ ગણતા ૧૦૮ ભેદ થાય

સકલ્પ કરવો તે સરભ કહીએ, ચિત્તમા પરિતાપ કરે તે સમારભ કહીએ, અને ઉપદ્રવ કરે તે આરભ કહીએ આ પ્રમાણે સર્વનયશુદ્ધ ભેદ સર્વ આરભના ત્યાગરૂપ સમજવો

હવે ઉપમાદ્વાર ગુરૂનુ વર્ણન કરે છે —

'સૂરિ વાયુની પેરે અપ્રતિબદ્ધ એટલે નવકલ્પવિહારી હોય એવા છતા પણ કોઈ અન્યના આશ્રિત ( નિશ્રિત ) હોય તેને માટે કહે છે કે-આકાશની જેમ નિરાશ્રય હોય-રહ્યાદિકની નિશ્રારહિત હોય અનિશ્રિત છતા પણ કોઈ અશુદ્ધ વસતિમા રહેનારા હોય તેને માટે કહે છે કે-સર્પની જેમ પરઘરમા વાસ

કરનારા હોય–મૂળોત્તર દોષરહિત વસતિના સેવનારા હોવાથી એવા છતાં પણ કોઇ સર્વદા અપ્રમત્ત ન હોય. તેટલા માટે કહે છે– ભારંડપક્ષીની જેમ અપ્રમત્ત હોય. સમિતિ ગુપ્તિ વિગેરેના સતત ઉપયોગવાળા હોવાથી સદા જાગ્રત હોય. ૩૩૦.

વળી અપ્રમત્ત છતા પણ કોઇ ગાભીર્યથી વિકળ હોય. તેટલા માટે કહે છે કે–સમુદ્રની જેવા ગભીર હોય. પરવાદીઓ જેના મધ્યભાગને ( અંતઃકરણને ) સમજી ન શકે તેવા હોય. તેમજ પરે આલોચના કરેલ ગુહ્ય દોષને કોઈની પાસે પણ પ્રકાશિત ન કરનાર હોવાથી અગાધ હૃદયવાળા હોય. ગંભીર પણ બધા નિ.પ્રકપ હોતા નથી, તેથી કહે છે કે–મેરૂની જેવા નિઃપ્રકપ હોય. પરિસહ ઉપસર્ગ આવી પડતાં ધર્મધ્યાનમાં નિશ્ચળ રહેનારા હોય શું એ રીતે નિઃપ્રકંપ જ હોય ? તેના ઉત્તરમા કહે છે કે–સિહની જેવા નિર્ભય પણ હોય. સાતે પ્રકારના ભયથી વર્જિત હોય. તે સાત પ્રકારના ભય આ પ્રમાણે–

૧. મનુષ્યને મનુષ્યથી ભય તે ઇહલોક ભય. ૨. મનુષ્યને દેવાદિકથી ભય તે પરલોક ભય. ૩ ધનાર્થી એવા ચોરાદિકથી ભય તે આદાન ભય. ૪. ઘરમાં રાત્રિએ કે દિવસે ભય લાગે તે અકસ્માત ભય. ૫. આજીવિકા કેમ ચાલશે ? તેની ચિંતા તે આજીવિકા ભય. ૬ આ બધું મૂકીને મરી જવું પડશે, એવો ભયવાળો વિચાર તે મરણ ભય અને ૭. કોઇ પણ કાર્યથી લોકમાં અપયશ થાય તેનો ભય તે અપકીર્ત્તિ ભય–આ બધા ભય આચાર્યને ન હોય. ૩૩૧.

વળી છત્રીશ ગુણગણથી અર્થાત્ છત્રીશ છત્રીશી ગુણોથી સહિત હોય તેનો વિસ્તાર સૂરિગુણષટ્ત્રિશિકાથી જાણવો.

હમણા તો તે સર્વ ગુણમા આગ્રગુણ 'ધર્માધર્મના જાણનાર' રૂપ હોય જ્ઞપરિજ્ઞાથી અને પ્રત્યાખ્યાનપરિજ્ઞાથી તેના જાણનાર હોવાને લીધે અધર્મથી નિવર્તનાર હોય અને ધર્મમાર્ગમા પ્રવર્તનાર હોય ૩૩૨

આવા આચાર્યની દુર્લભતા પ્રતિપાદન કરવાપૂર્વક સ્વપર ઉપકારકપણુ તેમનુ બતાવે છે-એવા મહાભાગમુનિ આ ભવાર્ણવમા પ્રાપ્ત થવા દુર્લભ છે કે જે પોતે તરે છે અને બીજા સસારમા બૂડતા પ્રાણીઓને તારે છે ઉપર પ્રમાણે વર્ણન કરવા સ્વરૂપવાળા મહાભાગ ને મહાપ્રભાવવાળા ગુરૂની પ્રાપ્તિ થવી દુર્લભ છે આ સબધમા કેશીગણધર ને પ્રદેશીરાજાનો સબધ કહે છે—

આમલકલ્પા નગરીમા શ્રી વીરપરમાત્મા સમવસર્યે સતે દેશના દઈ રહ્યા ત્યારે વિમાનવડે દિશાઓને પ્રકાશિત કરતો કોઇ દેવ સમવસરણમા આવ્યો અને તેણે નાટક કર્યું તે વખતે ગૌતમસ્વામીએ 'આ દેવ કોણ છે? અને પૂર્વે એણે શુ સુકૃત કર્યુ છે?' એમ પ્રભુને પૂછ્યુ પ્રભુએ કહ્યુ કે-'આ સૌધર્મ દેવલોકના સૂર્યાભ નામના વિમાનનો સ્વામી સૂર્યાભ નામનો દેવ છે એણે પૂર્વે શુ સુકૃત કર્યું હતુ તે સાભળ-આ દેવ પૂર્વભવે શ્વેતાબિકા નગરીમા નાસ્તિકમતી **પ્રદેશી** નામનો રાજા હતો તેને **સૂર્યકાતા** નામની સ્ત્રી હતી અને **સૂર્યકાત** નામનો પુત્ર હતો તે રાજાને **ચિત્ર** નામનો મત્રી હતો તે રાજકાર્યમાટે શ્રાવસ્તિપુરીએ ગયો હતો ત્યા પાર્શ્વનાથના સતાનીઆ **કેશી**-**સૂરિ**ની પાસે તેણે ધર્મ સાભળીને અગીકાર કર્યો અને શ્વેતાબિકા નગરીએ આવવાનુ આમત્રણ કર્યું તેઓ આવ્યા એટલે

અશ્વવાહન મિષે મંત્રી રાજાને તે સૂરિવાળા ઉદ્યાનમાં લઈ આવ્યો. રાજા ને મંત્રી થાક લાગવાથી એક ઝાડતળે વિસામો ખાવા બેઠા. ત્યાં કેશીગણધરને ઉપદેશ દેતા ( બોલતા ) સાંભળીને રાજાએ મંત્રીને પૂછ્યું કે-'આ શું મોટે સ્વરે રાડો પાડે છે?' મંત્રી બોલ્યો કે-' હુ નથી જાણતો, આપણે તેની પાસે જઇને સાંભળીએ. એમાં આપણો શો વિનાશ થવાનો છે?' એમ કહીને સૂરિપાસે રાજાને લઇ ગયો. રાજાએ ધર્મ સાંભળ્યો પણ તે સદ્દહ્યો નહીં. રાજાએ કહ્યું કે–' પ્રથમ આત્મા જ નથી તો ધર્મ શામાટે કરવો? મારો પિતા મહાપાપમાં રક્ત હતો તે જો તમારા મત પ્રમાણે નરકે ગયો હોય તો ' હે વત્સ ! પાપ કરીશ નહીં ' એમ મને કેમ ન કહે, વળી મારી માતા ધર્મી હતી તે તમારે મતે સ્વર્ગે ગયેલી હોવી જોઇએ તો તે 'હે વત્સ ! ધર્મ કરજે.' એમ કેમ ન કહે? વળી મેં એક વાર જીવ જોવા માટે એક ચોરના કકડે કકડા કરી નખાવ્યા પણ જીવ ન દીઠો. એક ચોરને જીવતો લોઢાની પેટીમાં પૂર્યો, કેટલીક વાર પછી પેટી ઉઘાડતાં તે ચોર મરી ગયેલો અને તેના શરીરમાં જીવડા પડેલા જોયા, જો જીવ હોય તો તે ચોરનો જીવ પેટીમાંથી છિદ્ર વિના શી રીતે નીકળ્યો ને જીવડાના જીવ શી રીતે આવ્યા? એક ચોરને મેં જીવતાં તોળ્યો અને મરી ગયા પછી તોળ્યો એટલે સરખો થયો. તેમાંથી જો જીવ ગયો હોત તો તોલ ઘટ્યો કેમ નહીં?"

આ પ્રશ્નોના ઉત્તરો ગુરૂમહારાજે ક્રમસર આ પ્રમાણે આપ્યા–"પરમાધામીના આપેલાં દુ:ખમા કબજે પડેલ હોવાથી અને દેવસુખમા લીન થઈ જવાથી તારા માતાપિતા આવ્યા નથી. અરણ્યમા અગ્નિની જરૂર પડતાં એક મૂર્ખે અરણીના કાષ્ટનું

चूर्ण करी नाख्यु पण अग्नि न नीकळ्यो, बीजा विचक्षणे तेना बे ककडाने घसीने अग्नि उत्पन्न करी दीधो एवी रीते शरीरमा जीव समजवो आज रीते बंध करेली लोढानी पेटीमा शंख लइने द्वारने पूरीए, तेमा रहीने ते शंख वगाडे तो तेनो शब्द आपणे बहार सांभळीए, ते स्वरनी जेम जीव जई आवी शके छे वळी वायुवडे पूरेली मसक ने वायु काढी नाखेली मसक तोळता सरखो तोल थाय छे, वधघट थती नथी, तेम जीवनो पण तोल आवतो नथी आ त्रणे दृष्टांत तो मूर्त्तिवाळा अग्नि, स्वर ने वायुना आप्या छे, आ जीव तो अमूर्त्त छे तेथी तेने माटे तो सविशेषपणे समजवु "

आ प्रमाणे कहेवावडे राजाना संशयो दूर थवाथी तेणे पुण्य पाप ने जीवनु अस्तित्व कबुल कर्यु

हवे कर्म अने जीवनी सिद्धि माटे कहे छे के मनुष्यपणु समान छता राजा ने रंकनो, बुद्धिमान ने जडनो, रूपवंत ने कुरूपनो, द्रव्यवान ने दरिद्रीनो बळवान ने निर्बळनो, निरोगी ने रोगार्त्तनो, सुभागी ने दुर्भागीनो—आ प्रमाणे जे अंतर पडे छे तेनु कारण कर्म ज छे अने ते कर्म जीव विना संभवता नथी (जीव ज कर्म बांधे छे )

आ प्रमाणे केशीगुरुना उपदेशथी प्रबोध पामेला प्रदेशी राजाए कह्यु के–'कुळक्रमागत आवेलु नास्तिकपणु केम छोडु?' एटले गुरुए कह्यु के–'हे प्रदेशी राजा! कुळक्रमागत आवेला व्याधिने अथवा दरिद्रीपणाने मनुष्यो छोडे छे के नहीं? ते जेम छोडे छे तेम आ महाव्याधिरूप नास्तिकपणु पण छोडवा लायक ज छे वळी देशांतर गयेला वणिकने अनुक्रमे लोढानी,

રૂપાની, સોનાની, રત્નની ખાણ મળી જાય તો તે પ્રથમ લીધેલ લોહું રૂપું સોનું વિગેરે ક્રમસર છોડીને રત્નો ગ્રહણ કરે કે નહીં? જો ન કરે તો મૂર્ખ ઠરે અને નિર્ધન રહે. તેમ પરમાત્માનો કહેલો ધર્મ પામ્યા પછી મિથ્યાધર્મ છોડવોજ જોઇએ, તેમાં કાંઇ પણ દોષ નથી.' આ પ્રમાણે કહેવાથી રાજાએ નાસ્તિકપણું તજી દઇ જૈનધર્મ અંગીકાર કર્યો અને બહુ પ્રકારે ધર્મ આરાધવા લાગ્યો.

એકદા સાંસારિક સુખભોગની તૃષ્ણાવિનાના પ્રદેશીરાજાએ પૌષધ કર્યો. તે વખતે ભોગતૃષ્ણામાં આસક્ત એવી તેની સૂર્યકાંતા રાણીએ તેને વિષ આપ્યું. જેથી તે મરણ પામ્યો અને શુભ ધ્યાનથી સૂર્યાભ નામે દેવ થયો. તે આ દેવ છે." એમ વીરપ્રભુએ ગૌતમસ્વામીને કહ્યું. તે સાંભળી અનેક જીવો પ્રતિબોધ પામ્યા.

આ કેશીગુરૂનો સંયોગ પ્રદેશીરાજાને દુર્લભ હતો, તે તેના મંત્રીના પ્રયત્નથી થઇ શકયો, તેમ સદ્ગુરૂપ્રાપ્તિની દુર્લભતા સમજવી.

આવા શ્રેષ્ઠ ધર્માચાર્યના સંગમથી ઉત્તમ શ્રાવક ઉત્તમ મનોરથો કરે તે કહે છે–'હું કયારે કયા વર્ષ, માસ, પક્ષ, દિન કે મુહૂર્ત્તે ગુણસાગર એવા સૂરિને પામીને તેમના ચરણ પાસે સંસાર છોડીને નિરારંભી એવો મુનિ થઇશ–મુનિપણું અંગીકાર કરીશ?' ૩૩૪.

અહીં ગુરૂમહારાજને ગુણના સાગર (સમુદ્ર) કહ્યા છે તે પૂર્વોક્ત ગુણવાળા, દેશ કુળ જાત્યાદિવડે વિશુદ્ધ તેમજ ગીતાર્થ, ક્રિયાકર, શીલ અને સારણાદિકના કરનારા સમજવા.

કહ્યુ છે કે–' કાળાદિ દોષે કરીને પૂર્વે બતાવેલા ગુણોમાથી એક બે અથવા વધારે ગુણરહિત હોય તો પણ ગીતાર્થ અને સારણાદિકમા તત્પર હોય તેને ગુરૂ સમજવા

હવે તેમની પાસે હુ બાહ્ય અભ્યતર પરિગ્રહને તજી દઈને તેમજ સર્વ અશુભ કાર્યોનો પણ ત્યાગ કરીને નિરા રભી એટલે પ્રાણીવધાદિજનિત સવ કર્મબધથી રહિત થઈને દીક્ષા કયારે ગ્રહણ કરીશ ? આવો મનોરથ કરે

હવે આ શાસ્ત્રની સમાપ્તિ કરવાને ઈચ્છતા સતા કહે છે —

કર્ત્તા કહે છે કે–આ પ્રમાણે મે શ્રાવકનુ પ્રતિદિનનુ કર્ત્તવ્ય સક્ષેપે કહ્યુ છે વિસ્તારથી જાણવાની ઈચ્છાવાળાએ શ્રી ભદ્રબાહુસ્વામી ને શ્રી હરિભદ્રસૂરિ પ્રમુખ આચાર્યોએ આવશ્ય કાદિકમા કહેલ છે ત્યાથી ભાવશ્રાવકના ગુણ વિગેરેનો વિસ્તાર જાણી લેવો ૩૩૫

હવે પ્રસ્તુત શાસ્ત્રનુ શ્રવણ કરીને તેને વિષે ભાવિત મતિવાળા જે શ્રાવકો અતર્મુખ વૃત્તિવાળા થાય, તેની સ્તવના કરતા સતા કહે છે —

તેમનુ મનુષ્યત્વ સુલબ્ધ છે અને જાતિકુળની પ્રાપ્તિ પણ તેમનીજ પ્રશસનીય છે કે જેઓ ધર્મનુ રહસ્ય શ્રુતધર્મ ને તેના સારભૂત ચારિત્ર–તેને પામીને પોતાના આત્માવડેજ આત્માનો વિચાર કરીને સમ્યગ્ પ્રકારે મોક્ષમાર્ગમા પ્રવર્તે છે ૩૬૬

અહીં સુલબ્ધપણુ વિશિષ્ટ કર્મક્ષયનો હેતુ થવાથી સમજુ છે અને આત્માવડે એટલે વિષયકષાયની અધતા રહિત પર

માર્થદર્શી એવા આત્માવડે વિષયકષાયરૂપ વિષના વેગથી વિધુરિત ઇંદ્રિયોવાળા આત્માને જાણીને આ લોક ને પરલોકમાં વિષય-કષાયને મહા દુઃખના ભાજન સમજે છે. કહ્યુ છે કે—

એકેક ઇંદ્રિયના વિષયને વશ થવાથી મૃગ, શલભ (પતંગીઓ), સર્પ, મત્સ્ય અને હાથી નાશ પામે છે તો પાંચે ઇંદ્રિયને વશ પડેલા અનિયત આત્માનું શુ થાય? અર્થાત્ અત્યંત વિનાશ થાય

વળી ક્રોધથી પ્રીતિનો નાશ થાય છે, માનથી વિનયનો નાશ થાય છે, માયાથી વિશ્વાસનો નાશ થાય છે અને લોભ સર્વ ગુણનો નાશ કરે છે.

આવા વિષયકષાયથી બધાયેલો આત્મા પરલોકમા અશુભ કર્મના યોગથી દુર્ગતિમાં ગયો સતો અત્યત છેદનભેદનાદિ પીડાને પ્રતિસમય સહન કરે છે. આ પ્રમાણે વિચારીને જે કોઈ લઘુકર્મા જીવ હોય છે તે અશઠપણે અક્ષુદ્રત્વાદિ મોક્ષ-માર્ગમા પ્રવૃત્તિ કરે છે. કહ્યું છે કે.—

અક્ષુદ્રતા, દયા, દાક્ષિણ્યતા, ક્ષમા, ઇંદ્રિયોનો નિગ્રહ, પાપ-રહિત એવા ન્યાયમાર્ગમાં પ્રવૃત્તિ અને શ્રુતચારિત્રમાં ઉદ્યમ, સમાનધર્મીનુ વાત્સલ્ય અને યતિધર્મમાં આદર—આ બધો કુશળા-રંભ મોક્ષમાર્ગપણે કહેલો છે. અર્થાત્ તેજ મોક્ષનો માર્ગ છે.

આ પ્રમાણે શાસનની ભક્તિવાળા જે સુશ્રાવકો વિધાન-પૂર્વક સર્વ પ્રવૃત્તિ કરે છે તે અનેક જન્મસચિત પાપને ખપાવીને અતિ ઉત્તમ એવી ગતિને પામે છે. ૩૩૭. અહીં ઉત્તમ ગતિની પ્રાપ્તિ તે ઇંદ્ર કે સામાનિકાદિ દેવપણાની પ્રાપ્તિ

અને સુલભબોધિપણું તેને મેળવીને પ્રાતે પાચ છ ભવમા મોક્ષ-
પદની પ્રાપ્તિ થાય છે, તદ્રૂપ સમજવી

હવે સૂત્રકાર સ્વસમય પરસમયના પરિજ્ઞાનવડે અવદાત
મતિવાળા છતા પણ છદ્મસ્થને સ્ખલિતપણાનો સભવ હોવાથી
તેને દૂર કરવા માટે તેમજ પોતાના ઉત્સેકપણાના પરિહાર
માટે કહે છે —

અજ્ઞાનવડે એટલે કોઇક ભાવ સૂક્ષ્મ હોવાથી તેમજ
તથાવિધ આમ્નાયનો અભાવ હોવાથી, સમ્યગ્ પ્રકારે ન સમજ
વાથી અને પ્રમાદવડે એટલે અન્યચિત્તત્વાદિવડે તેમજ મૂઢપણે
એટલે મતિના વિભ્રમથી-ચિત્તમોહથી જે કાઇ મે આ શાસ્ત્રમા
સ્ખલનાવાળુ સૂત્રપણે ગુથ્યુ હોય, તેમા સ્તોક માત્ર પણ આગ
મથી વિરુદ્ધ-આગમોત્તીર્ણ-આગમાનનુપાતી કહેવાયુ હોય તે
પુત્રના દુશ્ચરિતની જેમ-એટલે કે પ્રિયપુત્રે કોઇ કાર્ય કાઇક
દોષવાળુ કર્યુ હોય તો તેને જોઇને તેના માતાપિતા તે સુધારી
લે છે, તેમ આ શાસ્ત્રમા પણ મારી ઉપર દયા કરીને જે કાઇ
અશુદ્ધ જણાય તે સૂરિમહારાજાઓ શોધજો-શુદ્ધ કરજો ૩૩૮-૩૯

હવે જે રીતે આ ગ્રથરચના કરવામા આવી છે તે કહે છે —

કાઇક ગુરુમહારાજના ઉપદેશથી એટલે સાભળીને અને
કાઇક સૂત્રોથી જાણીને શ્રાવકનુ દિનકૃત્ય મે મદબુદ્ધિએ
કહ્યુ છે ૩૪૦

આ શાસ્ત્ર ના અધ્યયનાદિથી જે તત્કાલિક લાભ થાય તે કહે છે

આ શ્રાવકના કૃત્ય બતાવનાર શાસ્ત્રને ભણતા ને સમજતા
ભવ્ય જીવોને ત્રિલોકનાથ એવા જિનેશ્વરના શાસનનુ જ્ઞાન થાઓ

અને એમાં સુનિશ્ચળ એવું મન અથવા શ્રદ્ધા થાઓ. ૩૪૧.

હવે પરમકારૂણિક અને સ્વાર્થને જેમણે પરાર્થ માટે તજી દીધો છે એવા સૂત્રકાર, મોટા પુરૂષોને પરાર્થ કરવો તેજ સ્વાર્થ છે એમ બતાવતા સતા કરૂણાથી પોતાના પુણ્યવડે પરોપકારને ઇચ્છતા સતા કહે છે.—

આ શ્રાવકનું કૃત્ય બતાવીને અથવા આ ગ્રંથની રચના કરીને મેં જે કાંઇ પુણ્ય ઉપાર્જન કર્યું હોય તે પુણ્યવડે ભવ્ય જીવોના ભવભ્રમણનો અને તીવ્ર દુઃખનો નાશ થાઓ. ૩૪૨.

સર્વ હકીકતનો ઉપસંહાર કરતા સતા કહે છેઃ—

મહાર્થવાળા એવા જિનોત્તમના મતથી મતિના વિભ્રમથી અજાણ એવા મે આ શાસ્ત્રમાં કાંઇપણ વિરૂદ્ધપણે કહેલ હોય તેનો મને મિચ્છામિદુક્કડ થાઓ. ૩૪૩.

ઇતિ શ્રી શ્રાદ્ધદિનકૃત્યવિવરણે વિધિશયનાદિ દ્વારપટ્ક-વ્યાવર્ણનનો પ્રસ્તાવ સમાપ્ત.

તેની સમાપ્તિ સાથે દિનકૃત્યસૂત્રની અવચૂર્ણિ પણ સમાપ્ત.

ઇતિ શ્રાવકદિનકૃત્યસૂત્ર સમાપ્ત.